શિષ્ટ સાહિત્ય જ

જીવન કલ્યાણનો માર્ગ છે

એવું એકધારૂં શિષ્ટ ભાવનાવાહી

સંસ્કારી સાહિત્ય

# કલ્યાણ ગ્રંથાવલિ

વિવિધ ગ્રંથોદ્વારા આપે છે

કે જે સાહિત્યથી તમારા જીવનમાં પ્રત્યેક વ્યવહારમાં—સ્ત્રીઓમાં—પુરૂષોમાં — વૃદ્ધોમાં અનેરી ભાવના પ્રગટાવી નવચેતના સ્ફુરશે.

ઘેર બેઠાં ૧૦૦૦ પાનાનું વાંચન. ૫ થી ૬ વિવિધ ગ્રંથોદ્વારા રજુ કરે છે ! !

વાર્ષિક લવાજમ

| દેશમાં | | પરદેશ |
|---|---|---|
| ૫–૦–૦ | પાકુંપુઠું | ૭–૦–૦ |

પોસ્ટેજ માફ

અમારા પ્રકાશનો નીચેના સ્થળેથી મલી શકશે.

એન. એમ. ત્રીપાઠી, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨.

# મશહુર ઝવેરીઓ

મનપસંદ કામ
લેટેસ્ટ સ્ટાઈલ
વ્યાજબી કામ

અમે સોના, ચાંદી અને ઝવેરાતના દાગીના છેલ્લામાં છેલ્લી ઢબના બનાવીએ છીએ અને જવેલરી, નોવેલ્ટીઝ, ક્યુરીઓઝ, પ્રેઝેન્ટેશન, આર્ટીકલ્સ ખાસ 'ડાયરેકટ' ઇમ્પોર્ટ કરીએ છીએ.

## ચંદુલાલ એલ. ખોખાણી એન્ડ કું

"ચંદ્રમહાલ," ૧૩૦-૩૨, શેખમેમણ સ્ટ્રીટ, મુંબઇ ૨.

ટેલીફોન : ૨૦૬૯૬ તાર : "HEMVANTI"

છેલ્લા વીશ વર્ષથી પ્રમાણિક વ્યવહારથી અનેક હિન્દી રજવાડાં અને ઉમરાવ કુટુંબોમાં 'ખોખાણીની' જ વસ્તુઓ વપરાય છે. કોઇ પણ શુભ પ્રસંગે ખરીદી માટે આપ પણ એક વાર કામ પાડી જૂઓ.

કલ્યાણ ગ્રંથાવલી પુસ્તક ૩ જું

# રાધિકા

: લેખક :

"श्री अज्ञात"




કલ્યાણ પ્રકાશન મંદિર : રમકડા મારકીટ : અમદાવાદ.

: પ્રકાશક :

ચંદુલાલ લ. વોરા

કલ્યાણ પ્રકાશન મંદિર

રમ[illegible]

અમદાવાદ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

ગુજરાતી [illegible] સંગ્રહ

પ્રથમાવૃત્તિ

છૂટક કિંમત

| | |
|---|---|
| કાચું પૂઠું | પાકું પૂઠું |
| રૂ. ૧-૪-૦ | ૧-૮-૦ |

વાર્ષિક લવાજમ

| | | |
|---|---|---|
| દેશમાં | | પરદેશમાં |
| પાકું પૂઠું | રૂા. ૫-૦-૦ | રૂ. ૭-૦-૦ |

મુદ્રક:—

ચંદ્રકાન્ત ચીમનલાલ મહેતા

: અનિલ પ્રિન્ટરી :

૨૫૭૪, ભદ્ર : અમદાવાદ

# પ્રસ્તાવના

•

ભાઈ શ્રી. **અજ્ઞાત**ની આ વાર્તા લંબાણુવાળી ટુંકી નવલકથા બની ગઇ છે;

વાર્તામાં ધનવાન અને ગરીબ પ્રેમીઓના પ્રેમ વચ્ચે ધન અને શાંતિ વિઘ્ન નાખે છે; એ પ્રેમ અંતે જીતે છે,

છતાં પુરૂષ લગ્નની વધતી જતી નિરસતામાંથી અન્ય પતંગ રંગી કુમારીમાં આનંદ મેળવવા મથે છે. અને એ આનંદનું પરિણામ એક કુમારી સાથેના લગ્નમાં આવે છે. પ્રેમી પત્ની પોતાના પતિને નવિન પત્ની સાથે આનંદ માનવા દે છે અને પોતે જાતે અનેક માનસીક અને સામાજીક સંકટો વેઠી મૃત્યુ વશ થાય છે દ્વિતિય પરણિતા છુટાછેડા મેળવી પતિને એકલો છોડી તેની વાસના માટે પશ્ચાતાપ કરતો મરવા મથતો મૂકે છે, આમ આ વાર્તા અનેક ‘નાવોની પરંપરામાંથી કરુણ અંતને પામે છે. આ વાર્તા તેના લંબાણને લઇને જરા ગૂંચવણભરી બની ગઇ છે, અને કેટલાક પ્રસંગો અકુદરતી લાગે છે, છતાં સારી વસ્તુને લીધે વાર્તા પુરી કરવાની ઇચ્છા રહ્યા કરે છે.

વાર્તા વિધાનના સુંદર નમૂનાઓ લક્ષમાં રાખી લેખક પોતાનો લેખન વ્યવસાય ચાલુ રાખે એમ હું ઇચ્છું છું.

રમણલાલ વ. દેસાઈ

# પ્રકાશકનું નિવેદન

ગુજરાત સમક્ષ : કલ્યાણ ગ્રંથાવલીનું આ ત્રીજું પુસ્તક " રાધિકા " રજુ કરતાં મને ઘણોજ હર્ષ થાય છે.

થોડાં જ વખતમાં ગુજરાત તરફથી મળેલો અકલ્પ્ય સાથ, સહકાર જોઈ મને ખરેખર મગરૂરી ઉપજે છે, મુળથી જ ગુજરાત પર મને ખૂબ જ શ્રદ્ધા છે, અને ગુજરાતે આપેલા, મીઠા સહકારથી મારામાં ઔર ચેતના પ્રગટી છે.

મારે અત્રે કહેવું જરૂરી છે કે; હું તો દિનરાત સાહિત્યના પ્રચાર અર્થે ફરૂં છું. ગામો ગામડાઓ અને શહેરો, આજની જનતાને કયા સાહિત્યની જરૂર છે. આજનો વર્ગ શું ઇચ્છે છે ?

આજના યુવાન તેમજ વૃદ્ધોને કયા વાંચનની અભિલાષા છે. તે મારા જેવા શ્રમજીવીને સ્વપ્રચારર્થે નીકળવામાં ઘણું ઘણું જાણવાનું મલે છે. અને એને માટે હું મારી જાતને જેટલી ભાગ્યવાન માનું તેટલી ઓછી, અને એ રીતે સ્વપ્રચારર્થે નીકળવાથી આજની જનતાને ઇચ્છા પ્રમાણે સાહિત્ય પુરૂં પાડવાની મારી અભિલાષા કંઇક અંશે પુરી પડતી જાય છે.

હું તો મારી ફરજ કર્તવ્ય માની ધપે જાઉં છું, જશ તો મારા મિત્રોને ફાળે જાય છે, કે જેઓ મને આગળ ધપવાને ડગલે ને પગલે પ્રેરણા અને પોત્સાહન અર્પે છે.

આ પુસ્તક માટે મારે કશું જ કહેવાનું નથી. એની ઓળખ તો સાક્ષર શ્રી. રમણુલાલ દેશાઇએ આપી છે. તે બદલ તેઓશ્રીનો અત્રે હું ખૂબ જ આભાર માનું છું.

રાધિકાના લેખકે પોતાની કૃતિ પ્રગટ કરવા આપવા બદલ તેઓશ્રીનો હું ઋણી છું.

હવે પછીનું ચોથું પુસ્તક જીવનભસ્મ શ્રી સુધીરરોયકૃત ભાવવાહિ સુંદર નવલીકા સંગ્રહ ટુંક સમયમાં રજુ કરીશ.

લી. ચંદુલાલ લ. વોરા
સંચાલક,
કલ્યાણ પ્રકાશન મંદિર

લખાયું એવું છપાયું. સારામાર વિવેક વાંચક કરી શકે, એક લેખક તરીકેનું મારૂં પ્રથમ પ્રકાશન—પ્રારંભ પ્રયાશ....સારગ્રાહી વાંચક વાંચે. આમાંયે તૃટીઓ હોયજ, કલાવિધાન પણ અવ્યવસ્થિત અને પ્રસંગોપાત પાંચા લેખન પણ અપૂર્ણ હોય છતાંય પ્રથમ પ્રયાસની દ્રષ્ટિએ વાંચક ક્ષમા દ્રષ્ટિએ જોશે એવી અભિલાષા...........

બાકી તો આવી વાર્તાની નાનકડી ચોપડીને લાંબીચોડી પ્રસ્તાવના શી ?

લેખક —

श्री. अज्ञात

# રા ધિ કા

## ૧

## આત્મશ્રદ્ધા

"લગ્ન એટલે પશુતામાં પગલાં માંડવાં!" રાધિકાએ કહ્યું.

"નહીં લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં!" રમાકાન્તે ઉત્તર દીધો.

"રાધિકા!" એવાં કેટલાં લગ્નમાં પ્રભુતામાં પગલાં મંડાતાં જોયાં? હું તો જોઉં છું કે આજકાલ એવાં આદર્શ લગ્ન, પશુતા વિનાનાં લગ્ન ક્યાંય જણાતાં નથી."

"પણ જો પશુતા એ જ લગ્નનો આશય હોય તો લગ્ન જ શાને કરવાં?"

"સમાજનું સમતોલપણું, સમાજની નીતિ અને પશુતામાં એ માનવતા જાળવવા માટે. આમ તો લગ્ન વિના અનીતિ વધે, પછી તો મર્યાદાએ શી રહે? કોણ કોનું એ જ ન સમજાય. આ તો પરણ્યા એટલે પતિપત્ની બન્યાં, સમાજબંધારણે, શાસ્ત્રબંધારણે

અને ન્યાયના ધોરણે લગ્ન એ જીવન ને...જીવનની સ્વચ્છંદતાને અંકુશરુપ છે. રાધિકા ! લગ્ન તો જરૂરના ! ”

“ હશે, મારે એવાં લગ્ન નથી કરવાં. એવાં લગ્ન કરવા કરતાં તો મીરાં બની રહેવું શું ખોટું ?”

“ પણ મીરાંએ ક્યાં કુંવારી રહી. એણે એ કુંભારાણા સાથે લગ્ન કર્યાં. અને એ રાણી કહેવાઈ.”

“ પણ એ લગ્ન...લગ્ન નો’તાં. એ લગ્નમાં એનો સ્નેહ નો’તો. એ લગ્નમાં એને મોહ નો’તો. એને તો મોહ હતો પ્રભુતાનો અને એ પ્રભુતા પામવા એ પરણી સ્વપ્નમાં અને તે એ કૃષ્ણને......”

“ અરે એ તો ફાંફાં. રાધિકા, આજકાલની સ્ત્રીઓ અને આજકાલના પુરૂષો બધાં જ આદર્શવાદીઓ ! આદર્શ લગ્ન, આદર્શ પ્રેમ, બધું જ આદર્શ ! પણ એ આદર્શ ક્યાં સુધી નભે છે. દિવસો, મહિનાઓ કે વરસો સુધી જીવન મરણનો એ આદર્શ સંબંધ...આદર્શ પ્રેમ...આદર્શ લગ્ન થોડા વખત પછી મટી જ જાય છે. સ્વભાવ જ પરિવર્તનશીલ રહ્યો એટલે એમાં કોનો દોષ ? ”

“ તારાં એ લાંબાં ભાષણો મને ન રુચે. હું કાંઈ તારા જેવી પંડિતા નથી કે તારી સાથે વાદ કરું. હું તો લગ્ન કરીશ જ્યાં પ્રભુતામાં પગલાં મંડાશે ! જ્યાં પ્રેમ પ્રગટશે ! ”

“ અરે રહેવા દે, રાધિકા ચીલે ચીલે ચાલ્યા જવું એ સારું છે. ચીલે ચાલતાં ઢીલા આંચકા ન આવે એ સમાલવું સારું. બાકી તારો આ આદર્શવાદ વધુ નહીં નભે. ”

“ જ્યાંસુધી નભે ત્યાંસુધી તો નિભાવીશ......”

"અને પછી......"

"જ્યારે મારો આદર્શવાદ અસ્ત થતો જણાશે ત્યારે......"

"ત્યારે શું કરીશ......"

"એક જ......"

"શું...લગ્ન......"

"ના ! ના ! લગ્ન નહીં. ચાલી જઇશ !"

"ક્યાં......"

"જ્યાં મને મારું મળશે ત્યાં. ઇશ્વરના દરબારમાં."

"એટલે......તું આત્મહત્યા કરીશ ? રાધિકા ! રાધિકા ! તું તો ગાંડી થઇ કે શું !"

"એને આત્મહત્યા કોણ કહે છે. આદર્શ પામવાને, આદર્શરૂપ બનવું પડે. આદર્શને વેડફી દઈ આધીન બનતાં કાંઈ આદર્શ ન પમાય. રમાકાન્ત, તું આટલો વિદ્વાન, તત્ત્વજ્ઞાની, સુધરેલો અને જીવન જીવ્યાના આશય જાણતો છતાંએ આમ આદર્શને છોડી ચીલે ચાલવાની મને સલાહ આપે એ તને શોભે છે ખરું ?"

"રાધિકા, સમજ્યો. તું એમ ઇચ્છે છે......"

"હા હું ઇચ્છું છું કે તુંએ મારા જેવો આદર્શવાદી થા. લગ્ન એટલે બે આત્માનું ઐક્ય સાધવું. લગ્ન એટલે બે અંતર એક કરવાં અને લગ્ન એટલે એ ઐક્ય સાથી, એમાંથી પ્રભુતા પામી, પ્રભુ પામવા."

"રાધિકા, હું કદાચ એમ માનતો થાઉં. અગર ચીલે ચાલવાનું છોડી તારા મતને મળતો થાઉં પણ......"

" પણ શું, પછી હું અને તું......"

" અસંભવિત રાધિકા–હું અને તું...ના આપણે બનીએ એ અસંભવિત. "

" અસંભવિત ! અગર આપણાં અંતર એક છે તો ભેદ કોણ પડાવી શકે ? "

"સમાજ, રૂઢિ, માતાપિતા...બધાય કાંઈ આપણા જેવાં છે ?"

" પણ મારામાં અને તારામાં શા ભેદ જણાયા ? નાત એક, જાત એક, તું એ વિદ્વાન છે, સદ્‌ગુણી છે. પછી......"

" પણ ગરીબ છું...ગરીબીએ મારો પીછો પકડ્યો છે. એ જ મારો મોટામાં મોટો અપરાધ છે. તું ધનવાન પિતાની પુત્રી, હું ગરીબ પિતાનો પુત્ર, સમાજમાં મારું સ્થાન પૃથ્વી પર, તારું સ્થાન આકાશમાં, મારા અને તારા વચ્ચે એટલોજ ભેદ અને એ ભેદ કદી ન ભાંગે એવો. "

" અને એ ભેદ આપણે ભાંગીએ તો......"

" ના, આપણા સુખને ખાતર, આપણા આદર્શને ખાતર અન્યને દુઃખ ન અપાય."

"પણ જ્યાંસુધી ભોગ ન અપાય, જ્યાંસુધી બલિદાન ન અપાય ત્યાં-સુધી સમાજને એવા ભેદ ભાંગવાનું ભાન પણ ન આવે. વિચાર કરીને કે વ્યાખ્યાનો આપીને જે ન થઈ શકે તે આચારમાં મૂકવાથી બની શકે ? રમાકાન્ત, એમાં તને તો કાંઇ સહન કરવાનું નથી ને ? "

" મારે સહન કરવાનું હોય તો પ્રશ્ન જ ક્યાં છે ? સહન કરવાનું તો તારે અને તારા કરતાંએ વધુ તારા માતાપિતાને..."

" પણ માતાપિતાની ચિંતા તું શાને કરે......"

" બીજાના ભોગે...બીજાના બલિદાને મળેલું સુખ મને ન ખપે. હું અને તું સુખી થઈએ અને તે તારા માતાપિતાની સુખ શાંતિને ભોગે ? રાધિકા, જે ભોગ આપે તે જ સુખ ભોગવે અને તે જ સુખમાં આનંદ. પરિશ્રમ વિનાનું પારિતોષિક મેળવ્યું તોયે શું અને ન મેળવ્યું તોયે શું."

" સંત લાગે છે રમાકાન્ત ! આજે તો સમય થયો છે. હવે મળીશું પાછાં ત્યારે જોઈશું. બલીદાન આપી...પરિશ્રમ કરી...તું ઈનામ મેળવ એ જ મારી અંતર ઈચ્છા."

રાધિકા અને રમાકાન્ત જુદાં પડયાં. સંધ્યાના સુંદર રંગો, ક્ષણે ક્ષણે તરંગશા પલટાતા. રમાકાન્તના મનના વિચારો પણ સંધ્યાના એ રમતિયાળ સ્વભાવ જેવા ક્ષણે ક્ષણે પલટાતા. રાધિકાએ તેને મુગ્ધ કર્યો હતો. રાધિકાને પામી તે મુક્તિ મેળવવાની અંતર ઈચ્છા સેવતો...અને એ અંતર ઈચ્છા વર્ષો થયાં એના અંતરમાં જ એણે ભરી રાખી હતી, ગરીબ પિતાનો પુત્ર, શ્રીમંત પિતાની પુત્રીને પામવાને સદ્‌ભાગી નજ બને. ગરીબ અને શ્રીમંતનો એ સર્જન જૂનો ભેદ, કાળ વહી ગયા છતાં એ ન કોઈએ ભૂંસવાના પ્રયાસ કર્યા કે ન કોઇ કરશે ? અને રમાકાન્તના સમાજનું બંધારણ પણ એવું જ ! માણસ સ્વભાવ પણ એવો–! ગરીબ બિચારા કુંવારા રહે, શ્રીમંતો પૈસાના જોરે પરણે. ગરીબની પુત્રી શ્રીમંતની વહુ બની શકે પણ શ્રીમંતની પુત્રી ગરીબની વહુ ન જ બની શકે એવો એ સમાજનો નિયમ. માબાપની પણ મનોદશા એવી જ. પોતાની પુત્રી સારે શ્રીમંતને ઘેર જાય તો સુખી થાય એ પુત્રીનું ભાવી સુખ જોવાની માતાપિતાની પવિત્ર ભાવનાનું પરિણામ એ આવ્યું કે અણલખ્યો સમાજનો એ નિયમ જ બન્યો અને તેના પરિણામે

રમાકાન્તની નાતમાં તેના જેવા ઘણાએ પરણ્યા વિના જ કૌમાર્ય જીવન ગાળી મરણુ ને શરણુ થતા. ધનવાનનો મૂરખના સરદાર જેવો દીકરો ઝોળીમાં ઝડપાતો ત્યારે ગરીબનો રમાકાન્ત જેવો સુશિક્ષિત છોકરો જીવનભર પરણવાના કોડ સેવતો, સમાજમાં કોઈ તેનો ભાવે ન પૂછતું. રાધિકાથી જુદા પડી ઘેર જતાં રમાકાન્તને અનેક પ્રકારના વિચારો આવતા."

"રાધિકાનો હઠીલો સ્વભાવ, અને એ જો મન પર લેશે તો રાધિકા ઘરમાં કલહ જગાવશે. એ માતાપિતાની એ પરવા કરે એવી નથી. એ એને મન માન્યો સ્વામી ન મળે તો જીવનભર કુંવારી રહેશે અને જીવનભર કુંવારી ન રહેવા દે તો આત્મઘાત કરે!"

રાધિકાના પિતાને રાધિકા એકલી જ પુત્રી હતી, અઢળક ધનની તે માલીક હતી. સમાજમાં રાધિકાના પિતા મધુસુદનનું સ્થાન પણ ઊંચું હતું. સૌ કોઇ તેને માન આપતા, તેનો પડયો બોલ ઝીલાતા. શહેરમાં પણ એક પ્રતિષ્ઠિત ધનાઢ્ય ગૃહસ્થ તરીકે તેમનો સારો વટ હતો. માલતી રાધિકાની મા હતી. એકનું એક બાળક હોવાથી માતા-પિતાને રાધિકા પર અથાગ પ્રેમ હતો. રાધિકા પિતાને ઘેર ઘરની રાણી હતી. નોકર ચાકરો સૌ કોઈ રાધિકાથી ડરતા. રાધિકા બ્હેનના ફરમાનનો અમલ સૌથી પહેલાં થતો. રાધિકા ભણવા જતી હતી અને રમાકાન્ત તેનો સહાધ્યાયી હતો. ઉચ્ચ કોટીનું શિક્ષણ બંનેએ મેળવ્યું. રાધિકા ઉંમર લાયક થતાં, જૂના સંસ્કારે ભરેલું માલતીનું મન હવે રાધિકાને નિશાળે મોકલતાં મુઝાતું.

"બેટા, હવે તું મોટી થઈ, શાળાએ ન જાય તો ન ચાલે?"

"મા. ભણવું એમાંએ તમારું શું જાય છે."

" પણ બેટા, ભણી ગણીને તારે ક્યાં નોકરી મેળવવી છે. અને જોઇએ એ કરતાં તો તું વધારે ભણી. હવે શાળાએ ન જઇશ. બહુ ડાહી દીકરી. "

" મા, એમ ખુશામત કરીને મારું દિલ ન પીગળાવો. તમારું દિલ દુભે એવું કામ હું ન કરું પણ આતો તમે નકામી જીદ લો છો."

" નકામી નથી બેટા, આપણી નાતમાં તો તારા જેટલું ભણેલી એકે છોકરી નથી, અને હવે તારાં લગ્નએ કરવાં પડશે. ક્યાં સુધી ભણીશ. છોકરીનો અવતાર, કાંઇક ઘરધંધામાંએ ધ્યાન આપવું જોઇએ. "

" હા, પણ મારે ક્યાં રાંધણું રોટલા કરવા છે, મારે ક્યાં પાણી ખેંચવાં છે. એ તો તમે જ્યાં પરણાવશો ત્યાં નોકર ચાકર હશે, રસોઇયા હશે, મારે તો માત્ર બે વખત જમવાનું, સાંજરે ફરવાનું અને શેઠાઇ જ કરવાની હશે ને ! હું શા માટે ઘરધંધો શીખું ?"

"એ તો ખરું તોએ શીખવાથી શું બગડયું. જેવું આ નિશાળનું ભણતર તેવું જ ઘરનુંએ આ ભણતર, એ એ જાણવું જોઇએ. કોક દી કામ આવે બેટા ! "

" પણ મા મારી આ છેલ્લી પરીક્ષા છે, એમાં હું પાસ થઇ જાઉં પછી જોઇશું ? "

" ભલે રાધિકા તેમ કર. "

આવા આવા અનેક પ્રસંગો આવતા, રાધિકા બધાયમાં પોતાનું ધાર્યું કરતી અને આ પ્રસંગે પણ રાધિકાએ ધાર્યું જ કર્યું. રાધિકાએ અને રમાકાન્તે સાથે મેટ્રીકની પરીક્ષા આપી અને પરિણામે

બંને પાસ થયાં. રાધિકાનો વિચાર કોલેજમાં જઇ વધુ અભ્યાસ કરવાનો હતો. અને માલતી તેની વિરૂદ્ધ હતી. મા દીકરીની એ તકરારનો તોડ મધુસુદને આણ્યો અને રાધિકાને વધુ શિક્ષણ આપવા, સાહિત્ય, વિજ્ઞાન, કળામાં પ્રવીણ કરવા શિક્ષકો રાખવામાં આવ્યા અને રાધિકાનો અભ્યાસક્રમ ઘેર જ ચાલુ રાખવામાં આવ્યો.

રમાકાન્ત પાસ થયો. ગરીબ પિતાનો એ પુત્ર. રમાકાન્તના પિતા શાંતિદાસ ગમે તેમ મહેનત મજૂરી કરી જે મળે તેનાથી પેટ ભરતા. એ ગરીબ સંસારમાં પણ તેણે રમાકાન્તને અભ્યાસ કરાવ્યો અને રમાકાન્ત મેટ્રીક પાસ થયો. રમાકાન્ત ભણવામાં હોંશિયાર હતો. ઊંચે નંબરે પાસ થયો અને તેને થોડી શિષ્યવૃત્તિ મળી પણ તેટલાથી તેનું કોલેજનું ખર્ચ પૂરું થાય એમ ન હતું, રમાકાન્તનો વિચાર કોઈની મદદથી અભ્યાસ ચાલુ રાખવાનો હતો. શાંતિદાસનો વિચાર રમાકાન્તને ધંધે લગાડી ઘરનું ધૂસરું ઉતારવાનો સંસારનો બોજો હળવો કરવાનો હતો.

"રમાકાન્ત, હવે તું પાસ થયો, કાંઈ નોકરી શોધ અને પાંચ પૈસા પેદા કરે તો મને એ ઓથ મળે, મારોએ ભાર ઊતરે......

"પિતાજી મને શિષ્યવૃત્તિ મળી છે. અભ્યાસ આગળ કરીશ તો મારું ભવિષ્ય ઉજળું થશે."

"હવે ઉજળું થયું. ભણી ભણીને કરશો એ શું! ભણ્યા કેટલાય ભૂખે મરે છે જોયું નથી. હાટે ને બજારે, ચોકે ને ચૌટે જ્યાં જુઓ ત્યાં ભણેલા ગણેલા રઝળે છે જોતો નથી?"

"તોએ પિતાજી મને ભણવા દો."

"તે નહિ બને. ભણતર ભણવાને બહાને તમારે મોજ કરવી છે અને અમારે આખોય જન્મારો ધૂસરું ખાંધે મૂકી ઘાંચીના બળદ

પેઠે ગજ્યા કરવાનું એમને ? હવે ભણવાની વાત છોડી દે અને નોકરી શોધી કાઢ. હવે કમાઇને નહિ આપે તો અહીં ખાવા એ નહિ મળે. તારામાં તાકાદ હોય તો રળીને પેટ પણ ભરજે અને રળીને ભણતર પણ ભણજે."

"વારું પિતાજી, કમાઇશ તો આવીશ, નહિ તો નહિ આવું એજને. તમારી આજ્ઞા માથે ચઢાવું છું. હું જ્યારે પેદા કરતો થઇશ, તમારો ભાર હળવો કરવાની શક્તિ આવશે ત્યારે આવીશ."

શાંતિદાસના શબ્દો રમાકાન્તની છાતીમાં ખંજરના ઘા પેઠે લાગ્યા. એની વિદ્યાભ્યાસ કરવાની વૃત્તિ ને શિષ્યવૃત્તિ એ પ્રોત્સાહન મળ્યું હતું. અને ગમે તેમ કરી શિષ્યવૃત્તિમાંથી એને કૉલેજની ફી ભરી. કોઈ મિત્રનાં જૂનાં પુસ્તકો મેળવ્યાં અને અભ્યાસ ચાલુ રાખ્યો. પણ ભણતર ભણે કાંઇ પેટ ના ભરાય. એકાદ માસ તો શિષ્યવૃત્તિમાંથી બચેલી રકમમાંથી વીશીના રોટલા ખાધા અને એકાદી ઓરડીમાં પડી રહ્યો પણ હવે તો તે પણ એણે પુરા કર્યા. સંઘર્યાં નાણાં તો ખાતાં ખૂટી જાય, ધનના ભંડાર પણ ખાલી થાય.

"રમાકાન્ત, પિતાએ કાઢી મુકયો ?"

"હા, પિતા મારી કમાણી પર જીવવા માંગતા હતા. મેં ના પાડી એટલે મને પિતાએ ઘર બહાર કર્યો."

"છતાં ય તું અભ્યાસ કરે છે ?"

"હા, શિષ્યવૃત્તિ મળે છે અને અભ્યાસ ચાલે છે."

"પણ બીજો ખર્ચ ?"

"આજ–સુધી તો નભ્યું હવે ભગવાન નિભાવશે."

" રમાકાન્ત, કોઈની મદદ કેમ નથી માગતો......?"

" શા માટે, કોની મદદ માગું, શ્રીમંતો તો નિષ્ઠુરહૃદયના, ગરીબ બિચારા જ્યાં ત્યાંથી રોટલો રળતા હોય ત્યાં મદદ કોની માગે ? રાધિકા, આત્મ શ્રદ્ધાએ પ્રભુ આપી રહેશે. "

" પણ આમ ક્યાં સુધી નભશે ? હજી તો પહેલું જ વર્ષ છે, બી. એ. થતાં બીજાં ત્રણ વર્ષ થશે. "

" કાળ વહી જશે, રાધિકા. ભાગ્યમાં સરજાયું હશે તે થશે. "

" મારા પિતા પાસે......."

" રાધિકા, તારા પિતા શ્રીમંત છે. શ્રીમંત ગરીબને મદદ કરે, શ્રીમંત ગરીબને દયા દાખવે એ ન બને અને તે પણ મને...! "

" કેમ તને મદદ ન કરે ? "

" ના, ન–કરે. "

" અને કરે તો....... "

" તારા કહેવાથી ને ? ના, મારે તારી ઓથે ઉભી એ મદદ નથી જોઈતી. મહેનત મજૂરી કરી પેટ ભરીશ. શિષ્યવૃત્તિમાંથી ફી અને પુસ્તકો પૂરાં થશે, ગમે ત્યાં પડયો રહીશ પણ અભ્યાસ તો પૂરો કરીશ જ. મારો એ નિશ્ચય કેમે ફરે એમ નથી. પુરુષાર્થ તો કરીશ, પરિણામ ભાવીને હાથ. "

એક દિવસ રાધિકા રમાકાન્તને મળી, તેની ઉતરેલી મુખકાંતિ જોઇ તેણે સહજ પ્રશ્ન કર્યો. વાર્તાલાપ થતાં રમાકાન્તને મદદ કરવાની, તેનો અભ્યાસક્રમ પુરો કરાવવાની તેને અંતર ઈચ્છા હતી, તેણે

ખેંચાતે હૃદયે રમાકાન્ત તરફ હાથ લંબાવ્યો. પોતાના હાથમાં પાકીટ હતું તે તેના તરફ ધર્યું.

" રમાકાન્ત, આટલું લે. "

" શું......"

" જે છે તે. રમાકાન્ત મારો હાથ પાછો ન ઠેલીશ. "

" અને ઠેલું તો......"

" હું એમ માનીશ કે તું મને નથી......"

રાધિકા અટકી ગઈ. રમાકાન્ત તરફ અનિમેષ નેત્રે જોઈ રહી.

" ચાહું છું, રાધિકા તને અંતરથી ચાહું છું પણ મેં તને કહ્યું ને, તારામાં ને મારામાં આકાશ પાતાળનો તફાવત છે. તારું સ્થાન વ્યોમમાં મારું પૃથ્વી પર. શું એ ભેદ ભાંગશે ?"

" રમાકાન્ત એ પુરાણ પાછું ન ઉકેલીશ. વખત વખતનું કામ કરશે. "

" પણ રાધિકા આતો પર્સ છે !"

" તેથી શું એ તારી નથી ! "

" હા. રાધિકા મારી હોય તો તેની પર્સ મારી હોય પણ રાધિકા મારી......"

" છે. એમ માની લે રમાકન્ત......લે રાધિકા અને રાધિકાનું બધું ય તારું જ માન. "

રમાકાન્તે હાથ લંબાવ્યો. એ હાથ ધ્રૂજતો હતો, દિલ ધડકતું હતું. એક સ્ત્રીની દયા પર અભ્યાસક્રમ ચલાવવાને એનું અંતર ના કહેતું હતું. એણે લંબાવેલો હાથ પાછો ખેંચ્યો. "

"કેમ રમાકાન્ત ?"

"રાધિકા, તારી દયા પર નહિ."

"દયા ! રમાકાન્ત હું તારા પર દયા કરું છું એમ તેં માન્યું? રાધિકાનું હૃદય ન જાણ્યું."

"જાણું છું રાધિકા, છતાંએ આત્માને એ ભેટ લેતાં સંકોચ થાય છે. મને ક્ષમા કર. રાધિકા, માઠું ન લગાડીશ, મને એ ન ખપે."

અને રમાકાન્ત પીઠ ફેરવી ચાલતો થયો. રાધિકા પાછળ ચાલી.

"રમાકાન્ત......આમ આવ. રમાકાન્ત."

રમાકાન્ત ન આવ્યો. એ ચાલ્યો જ ગયો. રમાકાન્તને જતો રાધિકા જોઈ જ રહી.

"કેટલો સ્વમાનવાળો ! કેટલી આત્મશ્રદ્ધા ! પડ્યો છે છતાં એ માથું ઊંચું રાખે છે. ભીડમાં છે છતાં એ હાથ લંબાવતાં કંપે છે. મહેનત વિનાનું ઇનામ લેતાં કેટલો એ ખંચાય છે ? હશે, બીજી રીતે પ્રબંધ કરીશ. પણ જીવનમાં મારું કોઈ હશે તો માત્ર રમાકાન્ત. રમાકાન્ત વિના રાધિકા નહિ. રાધિકા વિના રમાકાન્ત નહિ."

સ્વગત વિચાર કરતી રાધિકા ચાલી ગઇ. એને રમાકાન્ત પર ક્રોધ ન આવ્યો, તિરસ્કાર ન આવ્યો. રમાકાન્તની સ્વમાનવૃત્તિ સંકટમાં પણ આદર્શ સાચવવાની એની એ ભાવનાએ રાધિકાનું મન હરી લીધું. રાધિકાને એને માટે અનહદ અભિમાન ઉપજ્યું. સદ્ભાવનાએ એના અંતર પર છાપો માર્યો. રાધિકાનો આજે નિશ્ચય થયો. એ હવે પરણે તો માત્ર રમાકાન્તને જ.........

રાધિકાનો હાથ ઠેલી રમાકાન્ત ચાલ્યો. એ કયાં જતો હતો તેનો એને જ ખ્યાલ ન હતો. વિચાર શૂન્ય જેવો એ રસ્તે ચાલ્યો જતો હતો. પગ પગનું કામ કરતા હતા. વિચાર વિચારનું કામ કરતા. અને એની દૃષ્ટિ આંખો ખુલ્લી છતાં એ કાંઈ જોતી નહિ. કાન કાંઇ સાંભળતા નહિ. ધ્યાન કશે જ નહતું. એ કયાં જતો હતો એનું એ એને ભાન નહતું. જવાનું કયાં છે એ પણ એણે નક્કી નહતું કર્યું. એને એક જ ધૂન હતી.

રાધિકાની દયા પર જીવવું, રાધિકાની દયા પર અભ્યાસક્રમ ચલાવવો, પુરુષ થઈ એક સ્ત્રીની ઓથે રહી જીવન વિતાવવું? ના, ના, ભલે રાધિકાને મારા પ્રત્યે અનુરાગ હોય, ભલે રાધિકા મારા ઉત્કર્ષથી રાચતી હોય, ભલે રાધિકા મને ઉન્નતિના શીખરે ઉભેલો જોઈ આનંદ માણતી, આંખને સંતોષવાની ક્ષણની વાટ જોતી હોય, છતાં ય એની દયા પર તો એ ન જ બને? મારું પુરુષત્વ–પુરુષાર્થ–આત્મશ્રદ્ધા......શું એ બળ મારી પાસે નથી. શું હાથમાં તાકાદ નથી? શું મહેનત કરી નાણાં રળી વિદ્યાભ્યાસ પૂરો કરવાનું મારા જીવનમાં જોમ નથી કે પારકી દયા પર, પરાયે પૈસે વિદ્યાભ્યાસ કરું. ના. એ ન જ બને. મહેનત મજૂરી કરીશ, ટયુશનો મેળવીશ. રાતદિન મજૂરી કરીશ પણ આપકમાઇએ અભ્યાસ પૂરો કરીશ, પૈસા પેદા કરીશ, પિતાને સંતોષ આપીશ.

આમ અનેક વિચાર કરતો રમાકાન્ત ભાવિ જીવનના ખ્યાલમાં રસ્તે ચાલ્યો જતો હતો. પાછળથી એકાદ મોટર આવી. હાંકનારની બેકાળજીએ રમાકાન્ત મોટર સાથે પછડાઈ બેભાન બની જમીન પર પડયો.

પુરપાટન્તી મોટર અટકી. લોકો ટોળે વળ્યાં. મોટરમાંથી વીશ્વામીત્ર નીચે ઉતર્યો અને પડેલા રમાકાન્ત આગળ ગયો.

રમાકાન્ત બેભાન હતો. એના માથામાંથી લોહી નીકળતું હતું. એકાદ માણસ એની બાજુમાં બેસી એ લોહી પોતાના રૂમાલે લુછતો હતો. રૂમાલ લોહીથી તરબોળ થયો પાણી લાવવા બુમ પાડતો હતો. કોક પાણી લાવ્યું. રમાકાન્તના મોંમા ટીપે ટીપે પાણી રેડયું. એના માથા પર પાણીની ધાર કરી. રમાકાન્તે આંખ ઉઘાડી. આજુબાજુ ટોળું જોઇ એ આભો જ બન્યો એને ખ્યાલ આવ્યો કે પોતાને ઇજા થઈ હતી. રસ્તા પર જ એ હતો. કોઈ અજાણ્યાના ખોળામાં એનું માથું હતું. એ સફાળો ઉઠયો.

"ભાઇ ગભરાશો નહી. તમને આરામ થઇ જશે" દીનેશે કહ્યું.

"હવે મને આરામ છે. ભાઇ તમે મારા પર ઉપકાર કર્યો ? હવે હું જઇશ ?',

"ના, તમારા માથામાં ઉંડો ધા પડયો છે. તમને હું દવાખાને લઇ જઈશ. ત્યાં આરામ થશે પછી ઘેર જજો."

વીશ્વામીત્ર ઊભો હતો. તેણે રમાકાન્તને જોયો. રમાકાન્ત પોતાની જ જાતનો ગરીબ શાંતિદાસનો પુત્ર હતો.

"કોણ રમાકાન્ત, શાંતિદાસનો છોકરો ?" વીશ્વામીત્રે પ્રશ્ન કર્યો અને રમાકાન્તે તેના સામું જોયું.

"આંધળા પેરે રસ્તામાં ચાલે તે જરા નજર નથી રાખતો. જરા જોઇને ચાલીયે તો આમ થાય ?"

"કાકા, મોટર તમારી હતી." દીનેશે પૂછ્યું.

"હા ?"

"જરા મોટર નહી આપો હું એને દવાખાને લઇ જઇશ. આ જુવોને હજી લોહી બંધ થતું નથી.

"મારી મોટર પરવારતી નથી. આ લે દસ રૂપિયા કોઇ ભાડાની ગાડી કરી લઈ જજે. કાળજી રાખે તો આમ થાય જ નહીં.

દિનેશને મીજાજ ગયો. રમાકાન્ત મરતો હતો, તેને તાત્કાલીક મદદની જરૂર હતી. વધુ વખત લોહી નીકળે તો કદાચ એનો જીવ પણ જોખમાય. છતાં એ ધનમાં મસ્ત બનેલા વિશ્વામિત્રની તિરસ્કારભરી ટીકા અને દસ રૂપિયાની ફેંકાયલી નોટથી એ સળગી ઊઠયો.

"જા, તારા જેવા તુમાખીઓની અમને પરવા નથી," તારા દસ રૂપિયા વિના ચાલશે. દયાહીન દૈત્ય."

અને તુરત જ દિનેશે રમાકાન્તનો હાથ પકડયો. ધીમેથી એને ઊભો કર્યો અને એકાદી ભાડાની ટેક્ષીમાં એ એને દવાખાને લઈ ગયો. વિશ્વામિત્રનું આમ છડેચોક અપમાન થયું એ તેને સાલ્યું.

જુવાન છોકરાઓ, બોલતાં કાંઇ આવડે છે ? કહી બડબડતો મોટરમાં જઈ બેઠો. પોલીસ ત્યાં હતો તેણે મોટરનો નંબર લીધો અને મોટરને ચાલતી અટકાવી વિશ્વામિત્રનાં નામઠામ ઠેકાણાં લઇ મોટર જવા દીધી. વિશ્વામિત્ર જરા અસ્વસ્થ બન્યા.

દિનેશ ગરીબ પણ નહિ અને શ્રીમંત પણ નહિ, મધ્યમ વર્ગનો હતો પણ એનામાં મનુષ્યત્વ હતું, દયા હતી. રમાકાન્તને એ ઓળખતો નો'તો છતાંએ દયાએ એનું અંતર એને સહાય કરવા પ્રેર્યું. દવાખાને જઇ તુરત જ એણે ડૉકટરને બોલાવ્યો. રમાકાન્તને દવાદારૂ કરવા વિનંતી કરી. ડૉકટર પણ પરમાર્થ કરવા તૈયાર થયો અને દવાખાનામાં એની સારવાર કરી, દવાદારૂ કર્યા, પાટાપુટી કરી અને તેને દવાખાનામાં રાખવાનું નક્કી કર્યું. દવાખાનાના દરદી તરીકે એને દાખલ કરવામાં આવ્યો.

" ભાઇ, તમે મારા પર અનહદ દયા કરી. મને તમારું નામ તો કહો, દેવના દૂત શા તમો કોણ છો ?"

રમાકાન્તે દિનેશનો હાથ પોતાના હાથમાં લીધો, ગદગદ કંઠે ઉપકારના ભાર નીચે દબાયલા અંતરે એણે દિનેશનો હાથ દાબતાં દાબતાં કહ્યું,

" ચિંતા નહીં ભાઈ, મનુષ્યની મનુષ્ય પ્રત્યેની ફરજ મેં અદા કરી. તમારા માબાપ કોઈ હોય તો હું ખબર કરું. તમારું સરનામું આપશો ?"

" હું બે દિવસમાં–સારો થઈ જઈશ. એ તકલીફ ન લેશો.

" પણ તમારું કોઈ નથી ?"

" મારું, મારું........."

રમાકાન્તથી રોઇ દેવાયું........

" ભાઈ તબીયત બગડશે. શાંતિ રાખો. ઈશ્વર સૌ સારાં વાનાં કરશે. "

" હું પાછો ચાલીશ. ડોકટર ભલા છે. "

અને દિનેશ પણ ગદગદ કંઠ થયો. રમાકાન્તે સજળ નેત્રે બે હાથ જોડ્યા. દિનેશે પણ તેને નમસ્કાર કર્યા. દિનેશ ગયો અને રમાકાન્ત દવાખાનાના દરદી તરીકે ત્યાં જ–ડોકટર અને નર્સની સારવારમાં રહ્યો.

પ્રેમીલા હિંદુ હતી. બાળવિધવા હતી. દવાખાનામાં નર્સની નોકરી કરતી. યોગેન્દ્ર ડોકટર હતો. સહૃદય હતો. સ્વાર્થ સાથે પરમાર્થ સાધવાની વૃત્તિએ આવતા દરદીઓનાં દુઃખ દૂર કરવાની

અને દયાની લાગણી એના અંતરમાં જાગ્રત હતી. પ્રમીલાને યોગેન્દ્રે બોલાવી રમાકાન્તની સંભાળ લેવાનું તેને સોંપ્યું. તે જ રાત્રે પ્રમીલા રમાકાન્તના પલંગ પાસે બેઠી હતી. દરદીની સ્થિતિ તરફ લક્ષ આપતી હતી. ડૉકટરે તેને સાવચેત રહેવાની સુચના આપી હતી. રમાકાન્તના માથામાં થયેલા ઘામાંથી લોહી ઘણું નીકળતું હતું તે તદ્દન અશક્ત થઇ ગયો હતો. ડૉકટરને એમ પણ લાગ્યું હતું કે કદાચ દરદીને સન્નિપાત થાય, તાવ ચઢે કે ધનુર્વા થાય. અને એમાંનું કાંઇ પણ થાય તો તુરત જ ખબર આપવાની સુચના તેણે પ્રમીલાને આપી હતી.

મધ્યરાત્રી હતી. જગત સૂનકાર જેવું જણાતું. દવાખાનામાંએ બધી બાજુએ શાંતિ હતી. માત્ર પ્રમીલા જાગતી હતી. દરદીની સ્થિતિ પર તેને પૂરતું લક્ષ આપવાનું હતું. એકાએક રમાકાન્તના શબ્દ તેના કાને અથડાયા.

‘ રાધિકા......હું......તને......યોગ્ય નથી. રાધિકા......તું શ્રીમંતની પુત્રી......હું ગરીબ......મારો અને તારો......મેળ...... કેમ......મળે ?......’

પ્રમીલા ચમકી. ડૉકટરની આગાહી ખરી પડતી તેને જણાઇ, છતાંયે દરદીની ભ્રાંતિ હશે એમ સમજી થોડી વાર તે થંભી ગઇ. ફરી રમાકાન્તના શબ્દો સંભળાયા.

‘રાધિકા હું તને કેમ......પામી......શકું. નહિ જ પમાય...... તું મારી......’

રમાકાન્તનો અવાજ થડકયો તે બોલતો અટકયો. પ્રમીલાનું હૃદય ધડકયું.

" બિચારો પ્રેમની ઝંખના કરતો ગરીબ...... "

પ્રમીલાથી સહ જ બોલી જવાયું.

"કેવું પ્રેમળ હૃદય! દેહનું ભાન નથી તોએ રાધિકાને ભૂલતો નથી. કોણ હશે એ રાધિકાં? કયા શ્રીમંત પિતાની એ પુત્રી હશે?"

પ્રમીલાના સ્વગત વિચારો રમાકાન્તના શબ્દે અટકયા......

'પિતાજી......નહિ આવું, જ્યાં સુધી તમને આરામ આપવાની શક્તિ નહીં આવે ત્યાં સુધી...મહેનત મજૂરી કરીશ. પણ અભ્યાસ પૂરો કરીશ. રળતો કમાતો થઇશ ત્યારે જ અહીં આવીશ,......

રમાકાન્તના આ શબ્દોએ પ્રમીલાની વિચારશ્રેણીને બીજી દિશામાં દોરવી. બિચારો ખરેખર દુ:ખી. પ્રેમીને ન પામી શકે-સમાજ નડે. પિતાને એ ન પામી શકે......પણ નડે. અભ્યાક્રમ પૂરો કરી રોજ રળી પિતા પાસે જવાની એની પ્રતિજ્ઞા. ખરે જ કોઈ આદર્શ યુવક હશે? હશે, તેથી મારે શું? મારે તો આ સેવાધર્મ સ્વીકાર્યો એ જ સેવાભાવે જીવન પર્યંત નિભાવવો રહ્યો. એમાં જ મારી મુક્તિ સાધવી રહી.

પ્રમીલાએ પોતાની વિચારશ્રેણી ત્યાં જ અટકાવી રમાકાન્તને માનસિક વ્યથા હતી એ તે કળી શકી. આશાભર્યા એ યુવકને આમ અકાળે, નિરાધાર દશામાં પરાઈ દયા પર રહેવાનું સર્જાયું હશે એમ માની પોતાથી બનતું કરવા એ તૈયાર થઈ. તેણે રમાકાન્તને સાવધ કરવા તેના કપાળ પર હાથ મૂકયો. તેનું કપાળ તાવે ધગધગતું હતું. પ્રમીલા અધીરી બની. તાવ માપ્યો અને તેની આંખો ફાટી ગઈ. લગભગ ૧૦૫° જેટલો તાવ જોયો. તુરતજ તેણે યોગેન્દ્રને ખબર આપવા પટાવાળાને મોકલ્યો. તાત્કાલિક ઇલાજ તરીકે દરદીને માથે તેણે બરફની કોથળી મૂકી અને રમાકાન્તની ચિકિત્સા જોતી બેઠી.

સેવાભાવી યોગેન્દ્ર સૂતો હતો. ભરનિદ્રામાં હતો. સિપાઇએ બારણા પર ટકોરા માર્યા. અંદરથી જવાબ ન આપ્યો. ઘંટડી વગાડી અને યોગેન્દ્ર ચમકીને જાગ્યો. તુરતજ બારણું ઉઘાડ્યું. પટાવાળાએ પ્રમીલાની ચિઠ્ઠી આપી. વાંચતાં જ તેનાથી બોલી જવાયું.

"મેં એ જ ધાર્યું હતું. આટલું બધું લોહી ગયા પછી સન્નિપાતે થાય. અને તાવ તો અવશ્ય આવે જ......"

યોગેન્દ્રે તુરતજ પટાવાળાને બેગ આપી અને પહેરેલે કપડે જ તે તેની સાથે ગયો. તેનું ચિત્ત પણ ચગડોળે ચઢ્યું. રમાકાન્તની દશા પર દયા આવી.

બિચારો યુવાન......સગાંવહાલાં વિહોણો......નિરાધાર......

ઇશ્વરની દયા પર......ભગવાન એનું રક્ષણ કરો......

આમ ઇશ્વિરની પ્રાર્થના કરતો ઉતાવળે એ રમાકાન્તના ઓરડામાં આવ્યો.

પ્રમીલા રમાકાન્તને માથે બરફની થેલી ફેરવતી હતી. યોગેન્દ્રે તે જોયું.

"ઘણું ડહાપણ વાપર્યું, પ્રમીલા, હવે એ કાંઇ બોલે છે ખરો?"

"ના, તમને બોલાવવા માણસ મોકલ્યું ત્યાર પછી કાંઇ બોલ્યો નથી. પણ હોઠ ફડફડતા જણાયા હતા."

"તાવ કેટલો છે? નાડીના ધબકારા કેમ છે......?"

"તાવ તો ૧૦૫° જોયો હતો. બીજું તો તપાસ્યું નથી."

યોગેન્દ્ર ખુરશી પર બેઠો. ધીમે ધીમે દરદીને તપાસ્યો. દરદીને તપાસતાં તેના મોં પર થતા ફેરફારો, તેના મનોગતભાવ બતાવવાને

પૂરતા હતા. તેને દરદીની દશા ભયંકર તો નથી પણ ચિંતા-જનક લાગી.

"પ્રમીલા, તાવ ઉતરી જાય તો સારું, નહિ, તો......"

"શું થશે ? યોગેન્દ્ર."

"ક્રાંઇ સમજાતું નથી."

યોગેન્દ્રે તેને દવા આપવાનું યોગ્ય ધાર્યું નહિ પણ એક ઈંજેકશન આપ્યું, અને એ પણ પ્રમીલા સાથે જ રમાકાન્તની તબિયતનું નિરીક્ષણ કરતો ત્યાં જ બેઠો. બંને સહૃદય માણસોએ આખી રાત રમાકાન્તની સારવાર કરી અને પરોઢિયે આકાશમાં જ્યારે અરૂણનો આભાસ થયો ત્યારે રમાકાન્તને તપાસી, યોગેન્દ્રના અંતરમાં પણ આશાનો અરૂણ ઊગ્યો. તેનું મોં જરા મલકાયું. પ્રમીલાની ચિંતા પણ એ જોઇ જરા ઓછી થઈ.

"કેમ યોગેન્દ્ર, હવે શું લાગે છે ?"

"તાવ ઓછો થતો જાય છે. આશાયે ઇશ્વર યશ આપશે."

"ભલું ભગવાન કરશે બિચારો આશા ભર્યો અહીં આવી પડયો એના કમનસીબે."

"પ્રમીલા હું હમણાં જ આવું છું. તારે સારુંએ ચા પાણી, મોકલું?"

"ના, યોગેન્દ્ર, તમે આવશો એટલે હું જરા જઈ આવીશ."

"ભલે......"

અને યોગેન્દ્ર ત્યાંથી ચાલ્યો ગયો. પ્રમીલા અવિશ્રાંત રમાકાન્તની સારવાર કરતી રહી.

# રાધિકા

રાધિકા નિત્ય નિયમ પ્રમાણે આજે પણ ચાહ પીવા બેઠી. રામાએ ટેબલ પર ચહાની ટ્રે મૂકી અને સાથે જ ન્યુસપેપર પણ મૂકયું. રાધિકાએ એનું ચલાણું ભર્યું અને રકાબીમાં થોડી રેડી ન્યુસ પેપરનાં પાના ફેરવવા માંડી. પાનાં ફેરવતાં તેણે વાંચ્યું.

—: જીવલેણ અકસ્માતઃ—

અને એ મથાળા નીચે તેણે વિશ્વામિત્રની મોટરથી એક અજાણ્યા પુરુષને સખ્ત ઇજાની હકીકત વાંચી. રમાકાન્તનું નામ તો હતું પણ તેના પિતાનું નામ નો'તું. રાધિકાનું ચિત્ત ચગડોળે ચઢયું. તેણે અસ્વસ્થ બની પત્રિકા મૂકી દીધી. ચહા પીવાની પણ તેને વૃત્તિ ન થઇ. તે ઊઠી અને રામાને મોટર લાવવા કહ્યું.

"બાઈ ચહા તો પી લ્યો. હું મોટર હમણાં જ લાવું છું."

"ચહા આવીને પીશ. મને અગત્યનું કામ છે. જલદી મોટર લાવ ?"

રામો ઝડપી પગ ઊઠાવતો ગયો અને બીજી જ ક્ષણે મોટરનું ભૂંગળું સંભળાયું. રાધિકાએ જેમ તેમ વસ્ત્રો પહેર્યાં અને ઝડપથી જ તે દાદર ઉતરતી હતી.

"રાધિકા, સવારમાં જ કયાં ચાલી ?" માલતીએ સામા ચાલી પૂછ્યું.

"રમાકાન્તને અકસ્માત થયો છે. તેને જોવા જાઉં છું."

"રમાકાન્ત કોણ ? શું થયું"

"પેપરમાં વાંચો ? આવીને કહીશ."

અને એમ બોલતી રાધિકા ઉતાવળે મોટરમાં બેઠી. શૉફરને હોસ્પીટલમાં લઇ જવા જણાવ્યું.

મોટર ચાલતી હતી. રાધિકાનું ધ્યાન રમાકાન્તમાં હતું. પ્રત્યેક ક્ષણે રમાકાન્તનું ભાવિ તેની નજર આગળ તરવરતું. ઘડીકમાં તેને રમાકાન્ત બેભાન જણાતો. ઘડીકમાં તે રમાકાન્તનો જીવન દીપક બૂઝાતો જોતી. અને એવા અનેક અશુભ વિચારે રાધિકાની આંખમાંથી અશ્રુધારા વહી જતી હતી. મોટર ઝડપે જતી હતી તોએ રાધિકાને જાણે કેટલોએ વખત વીતી ગયો હોય એમ લાગતું. શૉફરને જલદી હાંકવા તેણે સૂચવ્યું. શૉફરે રાધિકાનો રોતો સાદ સાંભળ્યો, તેના સામું જોયું તેની આંખોમાં ભરેલાં આંસુ જોયાં. તેની વિહ્વળ દશા જોઈ શૉફરને પણ ચિંતા થવા લાગી. રાધિકા હોસ્પીટલમાં પહોંચી મોટરમાંથી ધ્રુજતે પગલે, ધડકતે હૈયે ઊતરતી રાધિકાને માત્ર રમાકાન્ત જ જ્યાં ત્યાં નજરે પડતો. તેને બધું જ શૂન્યવત્ જણાયું. દરવાજામાં દાખલ થતાં જ તેણે પટાવાળાને પૂછ્યું.

" ડૉકટર સાહેબનો બંગલો કયાં છે?......"

" ડૉકટર સાહેબ દવાખાનામાં જ છે. સામા દરવાજામાં જાઓ. " અને રાધિકા ઉતાવળી સામા દરવાજામાં ગઈ.

યોગેન્દ્ર ટેબલ પર બેઠો હતો. રમાકાન્તને જોઇ તે હમણાં જ પાછો આવ્યો હતો. રમાકાન્તની સ્થિતિ તેને આશાજનક જણાતી હતી. તે હવે સ્વસ્થ હતો. તેના હાથમાં રમાકાન્તનો જ કેસ હતો.

"રમાકાન્ત અહીં છે ?" રાધિકાએ એકાએક પ્રશ્ન કર્યો ?

"કોણ રમાકાન્ત ? "

" ગઈ કાલે અકસ્માતથી ઘાયલ થયા છે તે. "

"હા, રમાકાન્ત અહીં છે. તમે તેનાં શું સગાં થાઓ છો?"

"હું......"

શું સગપણ બતાવે? રાધિકા તેની શું સગી હતી. સંસારની દૃષ્ટિમાં તો તેની કાંઇ સગી નો'તી. ક્ષણભર રાધિકા થંભી...

"તમારું નામ કહેશો? ......"

"મારું નામ રાધિકા, તમે મને ઓળખો છો?"

"ના હું તમને ઓળખતો નથી પણ રમાકાન્ત એક રાધિકાનું રાત્રે નામ દેતો હતો. તે તમે છો?"

યોગેન્દ્રનું મોં સહેજ મલકાયું. ચિત્તની આટલી વ્યગ્રતામાં પણ રાધિકાનું મોં મલક્યું.

"રમાકાન્ત રાધિકાનું નામ દેતો હતો? ડૉકટર કયાં છે રમાકાન્ત મને ત્યાં લઇ ન જાવ. મને મળવા નહિ દ્યો. રમાકાન્તને કેમ છે?"

રાધિકાના શબ્દેશબ્દમાં આર્જવતા હતી. રાધિકાનો શબ્દેશબ્દ યોગેન્દ્રનું અંતર ભેદી રહ્યો હતો. રાધિકાનો પારદર્શક પ્રેમ શબ્દે-શબ્દમાં જણાતો હતો. એની રમાકાન્તને જોવાની ઉત્સુકતા અને આતુરતા, કેમે છૂપાતી નહોતી. રાધિકાએ છૂપાવવા પ્રયાસ પણ નો'તો કર્યો.

"રાધિકા, હવે હું તમને ઓળખી શકયો. તમારું અંતર હું વાંચી શકયો. બેસો બ્હેન, ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. રમા-કાન્ત સારો છે. ઇશ્વરે તેને ભયથી મૂકત કર્યો છે. રાત્રે જરા સ્થિતિ ગંભીર હતી."

"પણ મને તેને મળવા નહિ દ્યો ડૉકટર, હું તમારે પગે પડું,"

"ના બ્હેન, પગે પડવાની જરૂર નથી, રમાકાન્તનું શ્રેય ઇચ્છતાં હો તો તમે એને આજે ન મળશો, તમને જોઈ એનું અંતર આવેશથી ઉછળશે, સ્નેહીને જોઇ એનું દિલ દ્રવિત થશે અને એની એથી વેદના વધશે. શું તમે એને દુઃખી કરવા ચાહો છો?"

"ના પણ એની પાસે કોઇ રહે છે ખરું?"

"હા, એક બ્હેન છે, એની સારવાર કરે છે,"

"એ કોણ છે એને અહીં બોલાવશો, હું એને મારા......"

"ખંચાશો નહિ બ્હેન, તમારા રમાકાન્તની એ પોતાના ભાઈ જેવી જ સેવા કરે છે, ચિંતા ન કરશો, એ વિધવા છે. સેવા-ભાવી છે. બધાયને ભાઈ જેવા ગણે છે."

"પણ ડૉકટર મારું મન માનતું નથી, દૂરથીએ મને રમા-કાન્તના હાલ જોવા દ્યો, મારી આંખો મને ઠારવા દ્યો."

રાધિકાની આજીજીએ યોગેન્દ્રનું દિલ પીગળ્યું. એણે બીજી નર્સ મોકલી અને પ્રમીલાને બોલાવી, જતી પ્રમીલાને જોઇ રમાકાન્ત એકાએક બોલી ઊઠ્યો,

"ક્યાં જાવ છો, મા?......"

પ્રમીલાએ પાછી વળી જોયું, રમાકાન્તની આંખ એના તરફ જોઈ રહી હતી,

"મા, મને અહીં મૂકી ક્યાં જાવ છો?......"

"હમણાં આવું છું. તારે સારુ દવા લાવું છું......"

"આવશોને?"......

"હા, હા, તને એકલો નહિ રહેવા દઉં......"

રમાકાન્તે આંખો મીંચી. પ્રમીલાની જગાએ બીજી નર્સ બેઠી.

" રાધિકાને ઓળખો છો, પ્રમીલા ?......પ્રમીલાને આવતી જોઈ યોગેન્દ્રે પ્રશ્ન કર્યો.

" કઇ રાધિકા?......"

" કેમ રાત્રે તમારો દરદી યાદ કરતો હતો તે યાદ છે ને ?"

" હા ! હા ! પણ હું તેને નથી ઓળખતી......"

" આ રહી એ રાધિકા. તમે એને રમાકાન્ત પાસે લઇ જશો ?"

" આજે નહિ. આવતી કાલે......આજે તો હું કોઇનેએ એની મુલાકાત નહિ લેવા દઉં. એનું ભાવી બગાડે."

" સાંભળ્યું રમાબ્હેન......દરદી પ્રમીલાના હાથમાં છે. એની ઇચ્છા વિરુદ્ધ હું કેમ તમને લઇ જાઉં."

" રાધિકા......ઉતાવળ ન કરો. રમાકાન્ત સારો છે."

" પણ બ્હેન મને એનું દરશન દૂરથીએ ન કરાવો ?......"

એની આંખો જાણે પ્રમીલાને કાલાવાલા કરતી હતી. એના દયામણા મોંથી જાણે એ પ્રમીલાને પગે પડતી હોય, એનું અંતર જાણે પ્રમીલાની પ્રાર્થના કરતું હોય, એમ પ્રમીલાને લાગ્યું અને પ્રમીલાએ આખરે તો સ્ત્રી જ હતી ને ? સ્ત્રીનું અંતર સ્ત્રી સમજે, પ્રેમની વેદના પ્રેમી પીછાને.

પ્રમીલા રાધિકાનો હાથ પકડી તેને લઇ ગઈ. રમાકાન્તના ઓરડા બહાર એને ઊભી રાખી એ અંદર ગઈ. રમાકાન્ત શાંત હતો. આંખો મીચી સૂતો હતો. પ્રમીલાનાં પગલાંએ એની આંખો ઉઘાડી.

" આવી મા......મને તારા વિના કેટલું એકાન્ત લાગતું હતું ......મા. અહીં આવ, મારે માથે તારો માયાળુ હાથ મૂક? તારી મમતાએ મારો રોગ આરામ થશે."

રાધિકાએ રમાકાન્તના શબ્દો અક્ષરે અક્ષર સાંભળ્યા. બારણાની ફાટકમાંથી જ તેણે રમાકાન્તને જોયો. તેને માથે મોટો પાટો બાંધ્યો હતો. તે ચત્તો સૂતો હતો. સામે જ બીજી નર્સ પણ ઊભી હતી. પ્રમીલા બહાર આવી. રાધિકાનો હાથ પકડી તેને અંદર લઈ ગઈ. રમાકાન્તના માથા તરફ રાધિકા ઊભી. અનિમેષ નેત્રે તે રમાકાન્તનું વદન જોઈ રહી. તેનું હૃદય રોતું હતું. તેણે રમાકાન્તના માથા પર હાથ મૂકયો.

"કોણ છે?"

રમાકાન્તે આંખ ઉઘાડી. રાધિકાને ઊભેલી જોઇ.

" રાધિકા, તું અહીં આવી?"

" હા રમાકાન્ત......"

રાધિકાની આંખમાં આંસુ આવ્યાં. પ્રમીલાએ રાધિકાને ત્યાંથી ખસેડી. રમાકાન્તે આંખ મીચી દીધી. એ મીચાયેલી આંખના ખૂણામાંથી પાણીની ધારા વહી જતી હતી.

" પ્રમીલા બ્હેન, રમાકાન્તની સારવાર કરજો. હું કાલે આવીશ, રોજ આવીશ. રમાકાન્તને આરામ થશે એટલે તારે અહીં નહિ રહેવું પડે. બ્હેન પ્રભુ તારું કલ્યાણ કરે......"

રાધિકા જતાં જતાં ગદગદ કંઠે પ્રમીલાને કહેતી હતી. પ્રમીલાએ રાધિકાને આશ્વાસન દીધું. રાધિકા યોગેન્દ્ર આગળ આવી ઊભી.

"કેમ રાધિકા બ્હેન, રમાકાન્તને આરામ છે ને?"

"ભાઇ એ તમારો ઉપકાર ન ભૂલાય એવો છે."

"ઉપકાર ઇશ્વરનો."

"આ તમે રાખો......"

અને રાધિકાએ સો રૂપિયાની નોટ યોગેન્દ્રના ટેબલ પર મૂકી

"શા માટે......"

"તમારી મહેનત માટે, રમાકાન્તની સારવાર માટે......"

"ઇશ્વરે મને આપ્યું છે. રમાકાન્ત નિરાધાર છે એને આધાર ઇશ્વરનો."

"ના ભાઈ, મારું માનો. તમે એ રકમ રાખો."

રાધિકાનો અત્યંત આગ્રહ જોઈ યોગેન્દ્રે નોટ રાખી લીધી. રાધિકા ત્યાંથી ચાલી ગઈ.

રમાકાન્તના માતાપિતાને પણ પેપરથી આ સમાચાર મળ્યા, અને તેઓ પણ દવાખાને રમાકાન્તને જોવા આવ્યાં. યોગેન્દ્રે તેમને રમાકાન્તના સમાચાર આપ્યા. મુલાકાત લેવા દેવાની ના પાડી. તેની રોતી કકળતી માતાને પણ તેણે આશ્વાસન આપ્યું.

"માજી, છોકરો જીવતો જોવો છે કે મૂવો?"

"ભાઈ છોકરો એકનો એક રમાકાન્ત...માતાએ રોઈ દીધું..."

"ત્યારે ચિંતા ન કરશો. તમારો દીકરો જીવતો ને જાગતો સાજો સમો તમારે ત્યાં આવશે. ફીકર ન કરશો. સગાંવહાલાંને જોઈ એનું મન મૂંઝાઇ જાય છે અને સુધારો થયો હોય એ પણ બગડે છે. મા, જાવ,

કાલે આવશો તો મળાશે. આજનો દિવસ મારા બોલ પર વિશ્વાસ રાખો. એને ન મૂંઝવો.

" ભલે ભાઈ, ભગવાન તમારું ભલું કરે. ગરીબ શું કરે. આશીર્વાદ દે. "

અને રમાકાન્તનાં માતાપિતા ત્યાંથી ચાલ્યાં ગયાં. દિનેશ અને તેની પત્ની સુધા પણ રમાકાન્તના સમાચાર જોવા અને જાણવા આવ્યાં. અને તેને પણ એવો જ જવાબ મળ્યો. રમાકાન્તની સ્થિતિ સારી જાણી તેમણે સંતોષ માન્યો.

સમય વિતતાં રમાકાન્તની પ્રકૃતિ સુધરવા લાગી. રાધિકા, દિનેશ, સુધા અને રમાકાન્તનાં માતાપિતા અવાર નવાર તેને મળવા દવાખાને આવતાં. હજી યોગેન્દ્રે તેને રજા આપી નો'તી. પ્રમીલા પણ એટલા જ પ્રેમથી એની સેવા શુશ્રૂતા કરતી. રમાકાન્તે એને મા કહી હતી અને એ માતાના વાત્સલ્યથી જ એની સારવાર કરતી. એક દિવસ રાધિકા અને રમાકાન્ત એકલાં જ હતાં.

" રમાકાન્ત નવું જ જીવન મળ્યું હોં. બાકી તારી બિમારી ભયંકર હતી. "

" નવું જીવન મળ્યું એ જ ઉપાધિ છે રાધિકા. મૃત્યુ ન આવ્યું એ જ આશ્ચર્ય છે. "

" એમ કેમ ? "

" મને જીવવાના કોડ નથી. જીવું કોને સારું ? જેને મારું માનું છું તે તો મારું થઇ શકે એમ નથી. માતા બિચારી જીવ કાઢે છે અને પિતા તો સ્વાર્થ બુદ્ધિએ ભરેલા છે. બાકી જગતમાં જીવીને સુખ પણ શું ? "

" રમાકાન્ત આમ વૈરાગ્યની વાતો શા માટે ? "

" કેમકે ઘાંચીના બળદ જેવું એ જીવન જીવ્યા તોયે શું અને ન જીવાય તોયે શું ? જીવન જીવીએ તો અમીરનું યા ફકીરનું. આમ અર્ધદગ્ધ દશામાં જીવવામાં શો આનંદ ? "

" હશે, રમાકાન્ત ભાવી પ્રબળ છે. "

" છે જ ને ? ભાવી પ્રબળ ન હોય તો મૃત્યુને આરે ઊભેલો રમાકાન્ત આમ જીવે ખરો ? "

અને આમ વાતો ચાલતી હતી ત્યાં દિનેશ અને સુધા રમાકાન્તની ખબર જોવા આવ્યાં. એ પણ વાતે વળગ્યાં. આજે ડૉ. યોગેન્દ્ર રમાકાન્તને રજા આપવાના હતા. દિનેશ અને સુધા રમાકાન્તને પોતાને ત્યાં લઇ જવા ચાહતા, રાધિકા પોતાને ત્યાં. રમાકાન્ત ક્યાંય જવા નો'તો ચાહતો. એ તો પોતાની ઓરડીએ જઇ પાછું પોતાનું જીવન–એકલવાયું જીવન ગાળી અભ્યાસક્રમ પૂરો કરી રળતો કમાતો બની પોતાના માતાપિતાની સાથે જ રહેવા ચાહતો હતો.

" પણ રમાકાન્ત, હજી તારી પ્રકૃત્તિ બરાબર સ્વસ્થ નથી. થોડા દિવસ મારા ત્યાં જ રહેજે. " દિનેશે કહ્યું.

" રમાકાન્ત મારે ત્યાં રહે તોએ શું ! " રાધિકાએ કહ્યું.

" રમાકાન્તભાઇ હમારા સાથે રહો, રાધિકાબ્હેન તમે રોજ આવજો."

અને એમ વાટાઘાટ થતાં થોડો વખત દિનેશ સાથે રહેવાનું નક્કી થયું. રાધિકાને એ રુચ્યું નહિ પણ બધી સ્થિતિનો વિચાર કરી

રાધિકાએ પોતાની હઠ છોડી. ડૉ. યોગેન્દ્ર અને પ્રમીલાનો ઉપકાર માની રમાકાન્ત, રાધિકાની મોટરમાં દિનેશને ત્યાં ગયો.

રમાકાન્તની બિમારી રાધિકાને આશીર્વાદરૂપ હતી. એ બિમારીએ તે રમાકાન્તની વધુ નિકટ આવી. રમાકાન્તને સત્યસ્વરૂપમાં ઓળખી શકી. સાથે જ દિનેશ, સુધા, યોગેન્દ્ર જેવા ભાવભીના સ્નેહીઓ તેને સાંપડ્યા. હવે રમાકાન્ત દિનેશને ત્યાં રહેતો. જાત મહેનત કરતો, ટ્યુશન કરી પોતાના નિર્વાહનાં અને અભ્યાસક્રમ ચલાવવાનાં નાણાં એ મેળવતો. પ્રસંગોપાત દિનેશ પણ એને મદદ કરતો અને એમ એનો જીવન પ્રવાહ વહે જતો હતો.

રાધિકાનાં માતાપિતા તેનાં લગ્ન કરવાને તલસી રહ્યાં હતાં પણ રાધિકા ના પાડતી અને આત્મહત્યા કરવાના જાસા દેતી. માતાપિતા લાચાર બનતાં. આખરે એક દિવસ રાધિકાના પિતાએ એ બાબતમાં ઈશારો કર્યો.

"રાધિકા તારી સમોવડી બીજી છોકરીઓ સાસરે કેવી શોભે છે?"

"અને સમય આવે હુંએ શોભીશ પિતાજી."

"પણ એ શુભ ઘડી ક્યારે આવશે?"

"રમાકાન્ત બી. એ. પાસ થશે ત્યારે."

"રમાકાન્ત! પેલા શાંતિદાસનો છોકરો?"

"હા! કેમ?"

"એ તો ગરીબનો છોકરો."

"તેથી શું? શું એ માણસ નથી. સદ્‌ગુણી નથી. મહાન નથી?"

"બધુયે છે છતાં એ ગરીબ છે."

" શું ગરીબી અપરાધ છે? તમે શ્રીમંતના નાણાં સાથે પરણાવો છો કે તેના છોકરા સાથે? પિતાજી શ્રીમંતાઈ કરતાં સદ્દગુણ અને વિદ્યા ઉત્તમ છે. "

" પણ સમાજ......"

" સમાજ શું કરે? શું એ પરનાતનો છે? યોગ્ય નથી? સમાજનો એ નિયમ તોડવો પડશે? "

" પણ બેટી સમાજ હેરાન કરશે? "

" સહન કરીશું? પણ જ્યાંસુધી સમાજને ચીલે જ ચાલ્યા જઇશું ત્યાંસુધી સમાજ સુધરશે નહિ. એના અનઈચ્છનીય નિયમો સામે બળવો જાગશે ત્યારે જ એ પડતું મૂકશે. "

" રાધિકા જીદ કરવામાં શું ફળ! સમૂહ બળ સામે એકલી તું શું કરીશ? "

" સમૂહબળ આત્મબળ સામે નિર્બળ બનશે. પિતાજી એક અણઘટતો રિવાજ નિર્મૂળ કરવાને તમારા જેવા હિંમત ન કરે તો કોણ કરશે? પિતાજી તમારી રાધિકાનું સુખ તમે જોતા હો, તમારી રાધિકાને સુખી કરવા માગતા હો તો મને......

" રમાકાન્ત યોગ્ય છે. ચિંતા ન કરીશ રાધિકા. જોઈશ..."

રાધિકા પિતાના આશ્વાસનથી સુખી જણાઇ, તેને આશા બંધાઈ અને રમાકાન્તને ભાવી પતિ ગણી તેનું અંતર હસવા લાગ્યું. અને તે જ સાંજરે રાધિકા રમાકાન્તને મળી. પિતાની સાથેની વાતચીતનો સાર તેને સંભળાવ્યો, રમાકાન્તને પણ કાંઇક આશા બંધાઈ. કદાચ

રાધિકા તેની થાય એમ તેને પણ થયું. દિનેશને જ્યારે ત્યાં રાધિકા આમ વાતો કરતી હતી ત્યારે બહાર એક સિપાઈ બૂમો પાડતો હતો."

"દિનેશભાઇ અહીં રહે છે? રમાકાન્ત અહીં છે?"

રમાકાન્તે આ અવાજ સાંભળ્યો અને તે સિપાઈ આગળ ગયો.

"તમારું નામ રમાકાન્ત?"

"હા, કેમ?"

"તે દિવસે વિશ્વામિત્ર શેઠની મોટરથી તમને ઇજા થઇ હતી"?

"હા, પણ તેથી શું?"

રમાકાન્ત જરા ગભરાયો, પોલીસને જોઇને તો બધાય ગભરાય. એ કાળી ડગલી જોઇને ભલભલાંના હાંજા ગગડી જાય. રમાકાન્ત બિચારો શી વિસાતમાં.

"ભાઈ ગભરાશો નહિ. અમારે વિશ્વામિત્ર શેઠ ઉપર બેદરકારીથી મોટર હાંકવાનો કેસ કરવો છે."

"પણ મોટર તો એનો નોકર હાંકતો હતો."

"હા પણ માલીક એ ને? કાયદો એવો છે."

"શા માટે કેસ કરો છો?"

"જાહેર સલામતી સાચવવી, કાયદો અને વ્યવસ્થા *જાળવવી એ અમારી ફરજ......"

"પણ કેસ કરવાથી શું ફાયદો......"

"એ બધું હું ન જાણું. તમને અમારા ઉપરી સાહેબ બોલાવે છે માટે મારી સાથે જ ચાલો."

રાધિકા આ વાત સાંભળતી હતી. દિનેશ પણ એટલામાં ઑફી-સેથી આવી પહોંચ્યો. એણે પણ એ વાત જાણી અને રાધિકા, દિનેશ અને રમાકાન્ત, રાધિકાની મોટરમાં જ પોલીસ સાથે ગયાં. પોલીસ અમલદારે તજવીજ કરી. ડૉક્ટર યોગેન્દ્રની પણ ત્યાં હાજરી હતી. એટલે વિશ્વામિત્ર શેઠને અદાલતને આંગણે હાજર રહેવાનું આમંત્રણ મળ્યું.

અદાલતમાં હાજર રહેવાની આમંત્રણપત્રિકાનું પીળું કાગળિયું લઈ પીળી પાઘડીવાળો પોલીસ વિશ્વામિત્રના દરવાજા ઠોકતો હતો.

" ક્યા કામ હૈ ?"

" દરવાજા ઉપર ઊભેલા ભૈયાએ રુઆબમાં જ પોલીસને પ્રશ્ન કર્યો.

" વિશ્વામિત્ર શેઠ કહાં હૈ ?"

" હૈ ! કામ ક્યા હૈ વો તો કહો ?"

" યહાં બુલાવ, અભી માલુમ હો જાયગા ?"

" શેઠ યહાં નહિ આયગા."

" શેઠ નહિ ક્યા આયગા ! શેઠ ભી આયગા, ઉસકા બાવા ભી આયગા." ભૈયો પોલીસનો દિમાક જોઈ દબાયો. અને અંદર જઈ વિશ્વામિત્ર શેઠને બોલાવી લાવ્યો. પોલીસે સમન્સ આપ્યો."

" શું છે. આ કાગળિયું મને કેમ આપો છો ?"

" એ તો તમે તે દિવસે મોટર અકસ્માત કર્યો હતો ને તેનો કેસ કર્યો છે. ઠરાવને દિવસે હાજર રહેજો." કહી પોલીસ ચાલ્યો ગયો. વિશ્વામિત્ર શેઠ જરા દબાતા ખંચાતા વિચાર કરતા અંદર ગયા. પેઢીમાં હીંડોળે બેઠા. " મુનીમ આ વળી શું લફરું......" કહી સમન્સ મુનીમને આપ્યો.

" આ તો ફોજદારી ફરિયાદના સમન્સ છે. શેઠજી કોર્ટમાં તમારે તોહમતદાર થવું પડશે. "

" મે શું ગુન્હો કર્યો ? "

"મોટર બીનકાળજીથી હાંકવાનો, અને રમાકાન્તને ઇજા કરવાનો."

" કોણ રમાકાન્ત ? પેલો રસ્તામાં રઝળતો પા'ણો ? શાંતિદાસનો છોકરો ભિખારી કંઇનો! મારા પર કેસ કર્યો ? "

" શેઠ એમ ન કહો. એ તો રસ્તે રઝળતા પા'ણા જ મટકાં ફોડે. એ ભિખારી ભલે પણ તમારાં તો મોતીનાં નૂર ઊતરી જશે. તમે એની સાથે વાટાઘાટ કરી કજીયાની પતાવટ નહિ કરો તો આબરૂના કાંકરા થશે. લોકો હાંસી કરશે. તુમાખી ત્યાં નહિ રહે. "

" ત્યારે શું કરશું ? "

" એને બોલાવો, એના બાપને બોલાવો, પૈસા આપો , એનું મન મનાવો......"

" પણ એ કેમ બને ? શું હું એને બોલાવવા જાઉં ! "

" જવું એ પડે ! ગરજ હોય તો ગધેડાને એ કાકા કે'વા પડે ? શાંતિદાસને કે રમાકાન્તને બોલાવી સમજાવવામાં કાંઈ નામોશી નથી. કોરટમાં દંડ થશે, અને કદાચ જેલમાં એ......"

" હેં ! જેલમાં જવું પડે? મુનીમ ત્યારે તો તું બંદોબસ્ત કર. જે ખર્ચવું કરવું હોય તે ખરચ પણ એ ખટલાનું ગમે તેમ સમાધાન કર. "

" વારું પણ રૂપિયા બેચાર હજાર જોઈશે. બધે રસ્તે રૂપિયા વેરશુ તો જ પત્તા લાગશે. "

" અરે ભાઇ, તને ફાવે એમ કર ને ?"

મુનીમને પણ તડાકો પડયો. વિશ્વામિત્ર શેઠને ગમેતેમ ગભરાવી મૂકવાથી, રમાકાન્તને થોડીઘણી રકમ આપવાથી કજીયો પતી જશે એમ એણે માન્યું અને સારી રકમ એને પણ મળશે એમ એને લાગ્યું. મુનીમ ત્યાંથી તુરત જ રવાના થયો.

રાત્રે વાળુ કરી રમાકાન્ત વાંચતો હતો. દિનેશ સુધા સાથે વાતો કરતો હતો. ત્યારે મુનીમજીએ બારણાં ઠોકયાં. દિનેશે બારણાં ઉઘાડ્યાં, અને મુનીમજી અંદર ગયા. જતાં જતાં જ તેણે પ્રશ્ન કર્યો;

" રમાકાન્ત અહીં નથી ?"

" રમાકાન્તનું શું કામ છે ? તમે કયાંથી આવ્યા છો ?"

" હું વિશ્વામિત્ર શેઠને ત્યાંથી આવ્યો છું. એનો મુનીમ છું."

" તે તમારે શું કામ છે ?'

" કાંઈ નહિ. રમાકાન્ત હોત તો વાત કરત......"

" પણ મને કહો ને ? હું રમાકાન્તને કહીશ."

" જુવોની જાણે વાત એમ છે કે વિશ્વામિત્ર શેઠના ઉપર રમાકાન્તે ફરિયાદ કરી છે, હવે એ તો મોટા શેઠ છે અને આ તો ગરીબડો, એ બળિયા સાથે બાથ ભીડવી તે એને શોભે ? આપણે ગમે તેવા તો યે ગરીબ, એ ગમે તેવા પણ શ્રીમંત..."

" શું શ્રીમંતોને પરવાનો આપ્યો છે ? રસ્તે ચાલતા માણસોને મરણતોલ રીતે છૂંદી નાખવાનો અને ઉપરથી પાછું પાટું મારવાનો ?

એ શ્રીમંત એના ઘરનો. સારા નસીબે બિચારો રમાકાન્ત જીવતો રહ્યો. બાકી જાત તો એના બાપનો એકનો એક. આંધળાની લાકડી જેવો તેમાં તમારા વિશ્વામિત્રનું શું જવાનું હતું. અને પાછા ભિખારીને આપતા હોય એમ દસ રૂપિયાની નોટ ધરી? શું પૈસા એણે જ જોયા છે?"

મુનીમ તો આ વાત સાંભળી આભો જ બની ગયો. ઊંચે સાદે નીકળતો દિનેશનો અવાજ સાંભળી રમાકાન્ત વાંચતો વાંચતો દોડી આવ્યો.

"જાવ જાવ, મુનીમજી, એવા તુમાખીખોર શ્રીમંતોની તો એવી જ વલે થવી જોઇએ."

"શું છે દિનેશભાઈ? કેમ ભાઈ તમારે શું છે? શા માટે તકરાર કરો છો?"

રમાકાન્તે આવતાં જ દિનશને શાંત થવા કહ્યું.

"ભાઈ મેં તો કાંઈ કહ્યું નથી. પણ દિનેશભાઈને જ એકદમ ગુસ્સો આવ્યો."

મુનીમજીએ દબાતા અવાજે રમાકાન્તના પ્રશ્નનો જવાબ દીધો.

"ના, ના, પણ તમે શું કહેવા માગો છો? શું રમાકાન્તે ફરિયાદ કરી એમાં એનો કાંઈ ગુન્હો છે? તમે એને સમજાવવા આવ્યા. ગરજ હોય તો તમારા શેઠને મોકલજો. એને પગે લાગે, એની માફી માગશે તો જ પત્તો લાગશે. પાંચ હજાર રૂપિયા ધર્માદા મૂકશે ત્યારે કજીયાની માંડવાળ થશે, સમજ્યા, મુનીમજી."

"પણ રમાકન્તને જ એવી સારી રકમ મળે તો......"

"શું રમાકાન્ત તમારી પાસે રૂપિયા કઢાવવા ફરિયાદી થયો છે એમ માનો છે ? જાવ રે...રમાકાન્ત તમારા પૈસાનો ભૂખ્યો નથી."

રમાકાન્તને આ વાદવિવાદ સાંભળી હસવું આવ્યું. તેણે સુધા સામું જોયું. સુધા પણ હસી.

"મુનીમજી શેઠને કહેજો કે દિનેશે કહેલા શબ્દો પ્રમાણે થતું હશે તો જ રમાકાન્ત માનશે. બાકી રમાકાન્ત તમારા પૈસાનો ભૂખ્યો નથી. પધારો હવે."

અને મુનીમજી નિરાશ થતો નિસાસા નાખતો ઊઠયો.

"લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે કપાળ ધોવા જાવ છો."

"એ તમારા શેઠના કપાળે જ ચાંલ્લો કરાવો."

મુનીમ ગયો. સુધાએ બારણું બંધ કર્યું. ત્રણે જણા ખડખડાટ હસ્યાં.

"દિનેશ ખેલ તો સારો ગોઠવ્યો. બનાવટી ક્રોધ કરતાં તું બહુ જ સારી રીતે જાણે છે!" રમાકાન્તે દિનેશનો વાંસો થાબડ્યો.

"એ તો એમ જ ચાલે રમાકાન્ત. એવા માતેલાઓને તો એમ જ ચૂસવા જોઇએ. આપણે ક્યાં પૈસોએ લેવો છે. ભલેને પાંચ હજાર કોઈ ગરીબોના કામમાં આપે."

અને તે રાત્રે તો બધાં છૂટા પડયાં.

રમાકાન્ત સૂતો, તેને આખો ય પ્રસંગ વિચિત્ર લાગ્યો. ઇજા તેને થઈ, દુઃખી તે થયો, પોલીસે કેસ કર્યો અને મુનીમ તેને સમજાવવા આવ્યો. આ બધુંએ તેને તો માત્ર ફારસ જેવું જ લાગ્યું.

" મે ક્યાં ફરિયાદ કરી છે કે હું સમાધાન કરી શકું ? "

રમાકાન્ત વિચારે ચઢયો.

" પોલીસે ફરિયાદ કરી. જાહેર સલામતી, કાયદા અને વ્યવસ્થા જાળવવા પોલીસે એ ફરિયાદ કરી. હું એનું સમાધાન કેમ કરી શકું ? મારા હાથમાં શું છે ? હું તો જે થયું છે તે કહીશ. પછી જે થવાનું હશે તે થશે. મારે શું ?"

મુનીમે બીજે દિવસે સવારે વિશ્વામિત્ર શેઠને જે બન્યું હતું તે કહ્યું. વિશ્વામિત્ર શેઠ જરા છેડાયા.

" ભિખારી, ઘરઘરના ટુકડા ઉઘરાવતો ફરે છે તોએ દિમાક કેટલો ? પાંચ હજાર રૂપિયા અને પગે લાગી માફી માંગું એમની ! જોયા એના જેવા તો અનેક છોકરાએ‌ા. એક લાત મારુ તો બીજી ન માગે. જાવ મુનીમ વકીલ સાહેબને બોલાવો અને કેસ લડી કાઢશું. "

" પણ શેઠ એ તો પથ્થર નીચે હાથ, ફોજદારી કામ, એ તો દારૂસમ રમત. જરા દેવતા લાગે તો ભડકો થાય સમજ્યા ? તોહમતદાર તરીકે કોરટમાં પાંજરામાં ઊભા રહેશો એ તમને ન પોસાય આ તો ઘરને ખૂણે કોણ જોવાનું છે ? અને કજીયો એમને એમ પતી જશે.

" ના, મારે એમ નથી કરવું. હજારો રૂપિયા ખરચીશ, બેરીસ્ટરો ઊભા રાખીશ પણ એ ભિખારીને રાતી બદામ પણ ન આપું. "

" પણ એ ક્યાં માગે છે. એ તો ધર્માદા મૂકવાનું કહે છે ?"

" હા, હા, મોટો ધર્માત્માનો દીકરો ને ? સાંજને છેડે ખાવાનું તો મળતું નથી અને મારી પાસે માફી મંગાવવી છે. નહિ બને."

મુનીમ નિરાશ થયો. પોતાનો દાવ ન ગમ્યો એટલે તેને જરા વંધારે લાગ્યું.

આજે વિશ્વામિત્ર શેઠ ઉપરના કેસની સુનાવણી હતી. નાના મોટા, ગરીબ, શ્રીમંત તમામ વિશ્વામિત્ર શેઠનો કેસ સાંભળવા ભેગા થયા હતા. અદાલતના મકાનમાં ગીરદી હતી. ધીમે ધીમે મકાન આખુંએ માણસોથી ઉભરાઇ ગયું. વિશ્વામિત્ર જેવા શ્રીમંતના ઉપર રમાકાન્ત જેવો રઝળી રખડી, પારકે ઓટલે પડી રહી, પેટ ભરતો માણસ ફરિયાદ કરે એ બધાને નવાઈ લાગતી. એ કેસ ઘેરઘેર ચર્ચાતો અને પરિણામ માટે બધાય આતુર હતા.

અગિયાર વાગ્યા. બહારથી એક મોટર આવી. રાધિકા, રમાકાન્ત, દિનેશ અને સુધા તેમાંથી ઊતર્યાં. તેઓ હસતાં હતાં. પ્રેક્ષકોની નજર તેમના પર ઠરી. આવનારને જોઇ જોનારા અંદર અંદર વાત કરતા હતા.

" અલ્યા, આ તો રાધિકા. મધુસુદન શેઠની દીકરી. અલ્યા આ ભિખારી ભેગી ક્યાંથી આવી!"

" દાળમાં કાંઈ કાળું હશે ? "

"હશે જ તો. નહિ તો એ પગે ચાલનારને વળી મોટર ક્યાંથી ?"

રાધિકા અને રમાકાન્ત, દિનેશ અને સુધા કોર્ટનો દાદરો ચઢયાં.

વિશ્વામિત્ર શેઠ પણ તેના વકીલ સાથે હાજર થયા. સાડા અગિયારનો વખત થયો અને પટાવાળાએ શાંતિ રાખવા બૂમ પાડી.

તુરત જ મેજીસ્ટ્રેટ સાહેબે પોતાની બેઠક લીધી. વિશ્વામિત્ર શેઠનો પહેલો જ કેસ લેવાયો. વિશ્વામિત્ર શેઠનો પોકાર થયો, તેના વકીલે હાજર થઈ......

" જી હું તોહમતદાર તરફથી હાજર થાઉં છું. "

" પણ તોહમતદાર કયાં છે ?"

" આ રહ્યા. "

અને વિશ્વામિત્ર શેઠ ઊભા થયા. કોર્ટને સલામ કરી.

" વિશ્વામિત્ર શેઠ તમારા જેવા શ્રીમંત મારી કોર્ટમાં તોહમતદાર તરીકે ઊભા રહે એ શોભાભરેલું નથી. "

" પણ સાહેબ મેં શું કર્યું ? "

" જે હોય તે. તમને આ ન શોભે. રસ્તે જતાં જરા કાળજી રાખવી જોઇએ. મોટરમાં બેસનારે રસ્તે ચાલનારની પણ પરવા કરવી જોઇએ. રસ્તે ચાલનાર પણ માણસ છે એટલો ખ્યાલ રાખવો જોઇએ. "

" સાહેબ મારા અસીલે કાંઇ પણ ગુન્હો નથી કર્યો. "

" એ કાંયદાની વાત પછી કરીશું. "

" સાહેબ મારી પાસે જે પુરાવો છે તે વિશ્વામિત્ર શેઠ અને તેના મોટર ડ્રાઈવરને ગુન્હેગાર બનાવવાને પૂરતો છે. "

" એ જોઈશું. કહો વિશ્વામિત્ર શેઠ કેસ ચલાવશો ?"

" આપની જેવી મરજી. "

" રમાકાન્ત કોણ છે ?"

રમાકાન્ત ઊભો થયો. સલામ કરી કોર્ટ સામે ઊભો.

" તમે કેસ ચલાવવા માગો છો ?"

" ફરિયાદ પોલીસે કરી છે. "

" પણ પતાવટ, તમે કરી શકો છો. "

" વિશ્વામિત્ર શેઠના મુનીમ આવ્યા હતા, તેમને મારી શરતો મેં આપી છે. "

" શી શરતો...... "

" જાહેરમાં માફી અને પાંચ હજાર ધર્માદા...... "

" તમારે કાંઈ બદલો...... "

" જી ના......એ નાણાં મને ન પચે. અનેકના નિસાસા લઈ ભેળા કરેલાં એ નાણાં લઈ મારો હાથ કાળો કરવાની મારી ઇચ્છા નથી. "

" કેમ વિશ્વામિત્ર શેઠ, કબૂલ છે એ શરતો ?"

" પણ સાહેબ મારો અસીલ શા માટે માફી માગે ? પાંચ હજાર જેવી રકમ શા માટે ધર્માદા આપે ?"

" મોટરની મોજ કરવા માટે. રસ્તે ચાલનારની જીંદગી જોખમમાં નાખવા માટે. શ્રીમંતાઇની તુમાખી બતાવવા માટે, વકીલ સાહેબ. વૈભવની કિંમત તો ખરચવી જ પડે ને ? એમાં એને ક્યાં પૈસા જોઇએ છે ?"

" સાહેબ પોલીસ કેસ પાછો ખેંચી લેવા માંગતી નથી. જાહેરની સલામતી અને વ્યવસ્થાનો આ પ્રશ્ન છે. એવા માણસોને

નસિયત થશે તો બીજાઓ એનો ધડો લેશે. આજકાલ મોટર હાંકનાર અને મોટરમાં બેસનારની બેદરકારીનું પ્રમાણ એટલું વધ્યું છે કે બીજાના જાનની તેમને જરાયે પરવા નથી."

"હું જાણું છું. પણ વિશ્વામિત્ર શેઠે મારા એક મિત્રને ભલામણ કરવા મોકલ્યા હતા. એટલે હું આ કહું છું. કેમ વિશ્વામિત્ર?"

"નાણાંના જોરે ન્યાયાધીશને ખરીદવો હતો ખરું ને ? પણ એટલો ખ્યાલ રાખજો. આ તો ન્યાયાસન. અહીં તો બાપ, દીકરાનો ન્યાય કરે અને ગુન્હેગાર ઠરે તો ફાંસીને માંચડેએ ચઢે."

ન્યાયાધીશની આ ટીકા સાંભળી વિશ્વામિત્ર અને તેના વકીલ પાણીથીએ પાતળા થઇ ગયા.

"મને ખરીદવાનો તમારો પ્રયાસ જ તમારો ગુન્હો સાબીત કરવાને પૂરતો છે. તમે વૃદ્ધ છો. પ્રતિષ્ઠિત છો સમજી આટલું કહું છું; બાકી કેસ ચલાવવાની મુરાદ હશે તો તે પણ પૂરી થશે સમજ્યા? જાવ. અડધો કલાક મુદત આપું છું વિચાર કરો......"

અને ન્યાયાધીશે બીજું કામ હાથ પર લીધું. બેચાર પરચુરણ કામકાજ કરી ફરીથી પાછો કેસનો પોકાર થયો.

વિશ્વામિત્ર શેઠે રમાકાન્તની શરતો કબૂલ કરી, ખુલ્લી કોરટમાં તેની માફી માગી અને પાંચ હજાર રૂપિયાનો ચેક રમાકાન્તના હાથમાં મૂકયો.

"મારે એ ન જોઇએ, વિશ્વામિત્ર શેઠ. નામદાર કોરટને જ વિનંતી કરો. એ પૈસાનો યોગ્ય સ્થળે સદુપયોગ થાય એ જ મારી તો ઇચ્છા છે."

" પણ તમારે ક્યાં ધર્માદા કરવા છે ? "

" મારા જેવા ગરીબ વિદ્યાર્થીઓની મદદમાં...... "

" ભલે. "

ન્યાયાધીશે પોલીસ અમલદાર અને પ્રોસીક્યુટરને સમજાવ્યા અને કેસ માંડી વાળવા સૂચના કરી. રમાકાન્તને શાબાશી આપી. વિશ્વામિત્ર શેઠને બે ઠપકાના બોલ કહ્યા. અને કેસનો અંત આવ્યો.

બહાર નીકળતા ટોળાબંધ લોકો રમાકાન્તનાં મુક્ત કંઠે વખાણ કરતા હતા.

" ભલે ગરીબ, પણ કરણ જેવો હોં ! એક પાઈ પણ હાથમાં ન ધરી. "

" ખરેખર ભલો છોકરો. ઈશ્વર એનું ભલું કરે. "

" પણ પેલો બુઢ્ઢો વાંદર કેવો ? ન્યાયાધીશને લાંચ આપવા ગયો. શરમે ન આવી ? "

" અને ન્યાયાધીશે પણ કેટલી પ્રામાણિકતા બતાવી! ખુલ્લી કોરટમાં કેવી સુણાવી...... "

વખત વહી જતાં કાંઈ વાર લાગે છે? વાતમાં ને વાતમાં ચાર વર્ષ લાગી ગયાં. રમાકાન્તે બી. એ.ની પરીક્ષા આપી. આજે એની પરીક્ષાનું પરિણામ પ્રસિદ્ધ થવાનું હતું. અનેક આશાભર્યા યુવકોની આશાલતા આજે અકાળે કચરાઈ જશે. અનેકની આશાલતા આજે નવપલ્લવિત થશે. અનેકના વિદ્યાર્થીજીવનનો આજે અંત આવશે. અને આશાને તાંતણે લટકતું અનેક યુવાનોનું ભાવિ અગિયાર વાગે પ્રસિદ્ધ થશે. પિતાને પૈસે પરમાનંદ કરતા કૈંક યુવાનો આજે હસતે

મોંએ આવી રોતી સિકલે ઘેર જશે. અનેક અનેક જાતમહેનત કરી અભ્યાસ કરતા યુવકોયે નિરાશ થશે. પરિક્ષાનું પરીણામ સાંભળવા આજે અનેક વિદ્યાર્થીઓ ટોળે મળ્યા હતા.

રમાકાન્તને આત્મસંતોષ હતો તોએ પરિણામ જાણવાની એનેયે ઉત્કંઠા હતી અને એનાથી વધુ એની પરિક્ષાનું પરિણામ જાણવાની રાધિકાને ઉત્સુકતા હતી. રાધિકા સવારમાં જ ઊઠી નાહી ધોઇ કોઈ દિવસ નહિ ને આજે એણે પ્રભુપ્રાર્થના કરી. અને તમે જાણો છો એણે શું યાચના કરી ? એના વ્હાલાનો વિજય ? પ્રેમીની પ્રાર્થના પ્રભુ પણ સ્વીકારે. પ્રભુ એ તો પ્રેમનો અવતાર ને ?

રાધિકા જમવા થોભી નહિ. મોટર લઈ દિનેશને ત્યાં ગઇ. દિનેશ ઓફિસમાં જવા તૈયાર થતો હતો.

" દિનેશભાઇ, ચાલો. રમાકાન્ત ક્યાં ? "

" એ તો ભરાઈ બેઠા છે એની ઓરડીમાં. "

" કેમ, પરિણામ સાંભળવા નથી આવવું? "

" એ તો ના કહે છે. કદાચ નાસીપાસ થાય તો શું મોઢું લઇ ઘેર આવે ? "

રાધિકા મોટરમાંથી બહાર આવી. રમાકાન્તના ઓરડામાં ગઇ, રમાકાન્ત આંખો મીચી સૂતો હતો. રાધિકાએ બૂમ પાડી......

" વિજયમાળા પહેરવા નથી જવું ? "

" વિજયમાળા ગરીબને કોણ પહેરાવે ? અને જે પહેરાવનાર હશે તે તો શોધીનેએ પહેરાવશે ?"

રમાકાન્તે આંખો ઉઘાડતાં ઉઘાડતાં સ્મિત વદને રાધિકાને સ્નેહાળ આંખે જોઈ.

" રમાકાન્ત ચાલ તો ખરો, જરા તમાશો જોવા મળશે ?"

" ના! ના! રાધિક, બીજાઓની નિરાશા પર હસવું એ ઠીક નહિ. નિરાશને તો આશ્વાસન દેવાય. ઉત્સાહ પ્રેરાય. શું તેનો તમાશો જોવાય. મશ્કરી કરાય ? "

" હવે એ વેદાંત રહેવા દે. રમાકાન્ત વખત થાય છે ચાલ."

દિનેશને તો રમાકાન્તે સમજાવ્યો પણ રાધિકાનો બોલ પાછો ઠેલી ન શકયો. તૈયાર થઈ બંને બહાર આવ્યાં.

" ત્યારે મેં કહ્યું એ તો મશ્કરી જ ને, રમાકાન્ત ?" દિનેશે હસતાં હસતાં મ્હેણું માર્યું. અને રમાકાન્ત, રાધિકા અને દિનેશ મોટરમાં બેઠાં. સુધા બહાર આવી.

" જરા તો થોભો. કેમ મને રમાકાન્તના વિજયથી આનંદ ન હોય ! "

" તો તમે એ ચાલો સુધા બ્હેન. "

અને સુધા પણ ભેળી મળી.

અગિયાર વાગ્યાની અનેક વિદ્યાર્થીઓ કાગને ડોળે રાહ જોતા હતા. વિદ્યાર્થીઓનું ટોળું ઘોંઘાટ કરતું હતું. ટાવરમાં અગિયારના ટકોરા થયા. પરિણામપત્રક સાથે કારકૂન બહાર આવ્યો. નંબરો બોલવા માંડયા. જેમજેમ નંબર બોલાતા ગયા તેમતેમ વિદ્યાર્થીઓની ઉત્સુકતા વધતી ગઈ. પોતાનો નંબર ક્યારે આવે એ ઉત્સુકતા એટલી હદ સુધી વધી ગઇ કે એ તો જેણે પરિણામ પ્રસિદ્ધ થતી

વખતે હાજરી આપી હોય એ જ કલ્પી શકે. એ માનસિક ભાવ ગમે તેવા શબ્દોમાંએ સચોટ વર્ણવી ન જ શકાય.

બોલનાર "૫૩૭" નંબર બોલ્યો અને પાછળ જ રમાકાન્તનું નામ સંભળાયું. રાધિકાએ તો સાંભળી ને કૂદકો જ માર્યો. એના મોં પર આનંદ અને હાસ્યના જે ભાવ તાત્કાલિક તરવરી નીકળ્યા એ તો તે વખતે જેણે જોઈ હોય તે જ જાણે. એ એનું શરીર, એનું અંતર, એનું બધું જ નાચતું હતું, આનંદે કૂદી રહ્યું હતું. એને આનંદનો અતિરેક થયો. એણે રમાકાન્તનો હાથ જોરથી દબાવ્યો અને ઘસડી મોટર આગળ લઈ ગઈ. દિનેશ અને સુધા પણ એની પાછળ ઘસડાયાં. મોટરમાં એક જગ્યાએ છુપાવી રાખેલી, પુષ્પમાળા એણે કાઢી રમાકાંતને પહેરાવી.

"રમેશ ! રમાકાન્ત, આ વિજયની પુષ્પમાળા......રાધિકાના હૃદયના......"

"બોલ ને...અટકી કેમ ગઈ ? સુધાએ વચમાં જ કહ્યું."

"અંગ બોલ્યું એ તો અંતરાત્મા સમજે."

"હું પૂરું કરીશ. રાધિકાના હૃદયનાથને રાધિકાનો આ સત્કાર ...સ્નેહભીના એ સંબંધની સુગંધ, જેમ પુષ્પની પરિમલ વાયુમાં મળી પ્રસરે તેમ, પરસ્પર ઓતપ્રોત થઈ સંસારમાં વિચરો."

"અરે ક્યાં ? સુધા બ્હેન હજી તો પાશેરામાં પહેલી એ નથી."

રમાકાન્ત વિજયનો આનંદ માણતો હતો. રાધિકા વિજયી સ્નેહીને હૃદયનાથ બનાવવાનો આનંદ માણતી હતી. સુધા અને દિનેશ સ્નેહીની સફળતાએ ખુશ થતાં હતાં. આમ બધાયને આનંદ થતો હતો, માત્ર દિશા જુદી હતી.

રાધિકાની મોટર ચાલી, બધાંય શૂન્યવત્ હતાં. હર્ષમાં એમને કશું એ બોલવાનું મન નો'તું. વળી દરેક પોતાના અંતરનો આનંદ પોતે જ અનુભવતાં. દિનેશની ઓફિસ આવી.

" અરે મોટર ઊભી રાખો......" દિનેશે બૂમ પાડી.

" કેમ ?"

" ઓફિસમાં જવું છે."

" આજે નહીં. રજા લેજો." રાધિકાએ કહ્યું.

" પણ રજા એ લેવી જોઈએ ને ?"

" કાલે રિપોર્ટ આપજો, ચાલશે."

" પણ નોકરી જશે, રાધિકા આમ જબરદસ્તી શી ?"

" બીજી મળશે, દિનેશભાઈ, આજે તો મારે બંગલે રમાકાન્તને મુબારકબાદી આપવા જમણ ગોઠવ્યું છે."

" શું બધી તૈયારી આગળથી જ કરી રાખી હતી. પરિણામ જાણી જ લીધું હતું કે શું ?"

" રમાકાન્તના વિજય વિષે મને જરા યે શંકા જ નો'તી ! આ તો લોક દેખાવ પૂરતું. બાકી એનું જીવન જ વિજયી છે......"

વાતમાં ને વાતમાં દિનેશની ઓફિસ ગઈ. મોટરને પણ આજે હર્ષ હતો એટલે એ પણ પૂરપાટ જતી હતી. રાધિકાના બંગલા આગળ મોટર ઊભી.

" ચાલો......"

અને રાધિકાએ સૌથી પહેલાં સુધાનો હાથ પકડી તેને ઊતારી.

" મારો હાથ કેમ પકડે છે? પકડ રમાકાન્તનો હાથ; જે જીવનપર્યંતનો સાથી થવાનો છે......"

" સુધા બ્હેન, પણ રમાકાન્તનું જીવન તો આ હાથમાં જ છે ને? એ માયાળુ હાથ ન હોત તો રમાકાન્ત ક્યાં હતો?"

બધાં ય રાધિકાના બંગલામાં ગયાં. મધુસુદન શેઠ અને માલતી હીંડોળે હીંચતાં હતાં. એ ટોળુ જોઈ માલતી ઊઠી. આવકાર આપ્યો. રાધિકાએ બધાયની ઓળખાણ કરાવી, રમાકાન્તના વિજયી પરિણામની વાત હસતે મોંએ રાધિકાએ મધુસુદનને કરી. રમાકાન્તે મધુસુદનને પ્રણામ કર્યા.

જમી પરવારી પાનસોપારી ખાતાં ખાતાં મધુસુદને રમાકાન્તને સહજ પ્રશ્ન કર્યો.

" શું કરશો હવે રમાકાન્ત? પરીક્ષા પાસ કરી શું કરવા ધાર્યું છે?"

" સૌ કરે છે તે હું કરીશ. નોકરી જ અમારે શિર સર્જાયેલી છે."

" નોકરી કરશો?"

" ત્યારે બીજું શું કરવું? નાણાં નથી કે વેપાર થાય. વસીલો નથી કે પરદેશ જઈ આગળ વધાય. ભણવું, ભણીને પણ ભવિષ્યમાં શું કરવું એ એક કોયડો છે. હાલ તો નોકરીનો વિચાર છે."

" સરકારી નોકરી કરશો કે ખાનગી......?"

" જ્યાં મળશે ત્યાં ગમે તેમ ધંધે લાગી રોજી જ રળવી છે ને?"

મધુસુદન શ્રીમંત હતા, લાગવગ ધરાવતા હતા. રાધિકાના ભાવિ પતિને તે સારી જગ્યાએ જોવાને ઈંતેજાર હતા. હજી રાધિકાનાં લગ્ન રમાકાન્ત સાથે કરવાના દૃઢ નિશ્ચય પર એ આવ્યા નો'તા; પણ રમાકાન્ત તરફ એમને સ્વાભાવિક લાગણી થઈ જાય જ. રાધિકાએ રમાકાન્ત સાથે જ લગ્ન કરવાનું નક્કી કર્યું હતું. એની ઇચ્છા વિરૂદ્ધ, મધુસુદન એના લગ્ન બીજે કરે એ ઘણુંખરું અસંભવિત હતું એટલે મધુસુદનને ભાવિ જમાઈ તરફ પક્ષપાત થાય અને તેને ઠેકાણે પાડવાની તજવીજ કરે તો કાંઈ અયોગ્ય જ નો'તું જ.

આટલી વાતચીત પછી સૌ જુદા પડયાં. જતાં જતાં રાધિકાએ સુધાદિનેશને નમસ્કાર કર્યા.

" તમે કયાં જશો રમાકાન્ત......? "

" મારે ઘેર "

" તમારે ઘેર ! પ્રતિજ્ઞા પૂરી થઈ? "

" ના ના, સુધા બ્હેનનું ઘર અમારું ને ? "

" તો અહીં રોકાવને સાંજરે સાથે જ જઈશું."

" હા હા, રમાકાન્ત સાંજે જ આવજો ને ? "...સુધાએ કહ્યું. એ જરા હસી. રાધિકા શરમાઇ. દિનેશે પણ હામાં હા મેળવી અને રમાકાન્ત ત્યાં રોકાયો.

રમાકાન્તના પિતાએ પરિણામ જાણ્યું. ઘેર જઈ માલતીને કહ્યું. માતાપિતાને હર્ષ થયો.

" હવે રમાકાન્ત પૈસા પેદા કરશે. ઘડપણમાં બેસાડશે. "

" હાસ્તો આખી જીંદગી ઘર બહાર કાઢી હવે એની રોજની તમારે શા માટે આશા કરવી જોઇએ ? "

" પણ ઘડપણમાં એ માબાપને નહીં પોષે તો કોને પાળશે ?"

" પોષે એની ભલાઇ એ, બાકી તમારો હક્ક નથી. "

આમ શાંતિદાસ અને માલતી વાતો કરતાં હતાં ત્યાં બારણામાં મોટર આવી ઊભી રહી. શાંતિદાસ બહાર આવ્યા અને મોટરમાંથી રમાકાન્તને ઊતરતો જોયો. મોટરમાં રાધિકાને બેઠેલી જોઈ એમને જરા આશ્ચર્ય લાગ્યું. રમાકાન્તે મોટરમાંથી ઊતરી પિતાના પગમાં માથું મૂક્યું. પિતાએ આશીર્વાદ આપ્યા અને રમાકાન્ત માતાને મળવા ઘરમાં ગયો. માતાને દેખતાં જ એની આંખોમાં હર્ષનાં અશ્રુ આવ્યાં, માતાને સાષ્ટાંગ પ્રણામ કર્યા. માએ આશીર્વાદ દીધા.

" ઘણું જીવો બેટા, સુખી થાવ. "

અને માતાપુત્ર મળ્યાં.

" બેટા હવે અહીં રહેજે......"

" ના મા, હવે થોડા જ દિવસો રહ્યા છે. નોકરી મળશે એટલે જરૂર અહીં જ આવીશ. તારા વિના હું ક્યાં જવાનો છું ? તું તો મારું પરમ દૈવત. મા તને મૂકી હું ક્યાં જાઉં ? "

" ક્યાં રહે ? બેટા. "

" દિનેશને ત્યાં......"

" મોટર હાજર છે ? "

" એ તો મધુસુદન શેઠની છે. એની દીકરી રાધિકા મારી સાથે આવી છે. "

મધુસુદન શેઠ તને ઓળખે છે ? રાધિકા તારી સાથે છે ? ઈશ્વરે કેવો જોગ ગોઠવ્યો ? પ્રભુ તારું કલ્યાણ કરે બેટા. "

અને ત્યાં જ શાંતિદાસ આવ્યા. તેમણે પણ રમાકાન્તને રહેવાનું કહ્યું પણ તેણે ના પાડી, પછી આવવા કહ્યું. પ્રણામ કરી ચાલતો થયો.

" એ છોકરી કોણ છે? છોકરો વંઠી ગયો લાગે છે! "

" જરા વિચાર તો કરો. એ તો મધુસુદનની રાધિકા છે. જાણ્યા વિના નાહક શા માટે છોકરાને હલકો પાડો છો? "

" પણ પારકી છોકરી સાથે આમ મોટરમાં ફરે એ કાંઈ સારું ?"

" હશે, તેમાં તમારું શું જાય છે? રાધિકા પણ કુંવારી છે અને રમાકાન્ત પણ કુંવારો છે. મધુસુદન કદાચ એની જોડે લગ્ન કરાવવાના હશે, તમે શું જાણો? "

" થજોને સાસુજી. પૈસાદારની દીકરી પરણશે તારા છોકરાને! ગંગામાં મોઢું ધોઇ આવજે મોઢું. "

* * *

" એના માથામાં કાંઈ બે ગજ ઘાલ્યા છે?" એક જ્ઞાતિલાએ કહ્યું.

" એ તે કંઈ મોટો માંધાતા છે? "

" જ્ઞાતિથી તે કોણ મોટું ? જ્ઞાતિ આગળ તો બધાય ગાય જેવા. "

" એને જ્ઞાતિ બહાર કાઢો, એનો દીવોદેવતા બંધ કરો. "

" ના ના, એને પાંચ હજાર દંડ મૂકો. "

" શું ? એ જ્ઞાતિનો રિવાજ લોપે? "

" ગરીબને ત્યાં પોતાની દીકરી દે ? આજે તો એ અને કાલે બીજો. એને જવા દઇશું તો પછી બીજા પણ એને પગલે ચાલશે. એને તો બરાબર જ દંડવો જોઇએ. "

રાધિકા અને રમાકાન્તના હજી તો લગ્ન થયાં નો'તાં. લગ્ન થશે કે કેમ એ નક્કી નો'તું તે પહેલાં જ મધુસુદનના જ્ઞાતિવાળાઓ આમ એકાદ દિવસ ભેગા થયા અને બખાળા કાઢતા હતા. એકાદ સુધરેલા જ્ઞાતિલાએ ધીમેથી પથરો મૂકયો.

" પણ કદાચ મધુસુદન રાધિકાનાં લગ્ન રમાકાન્તની સાથે કરે તો એમાં ખોટું એ શું છે ? "

' જ્ઞાતિનું સત્યાનાશ વાળવું છે ? આજે જ્ઞાતિ છે તો વક્કર છે, જ્ઞાતિનો કાબૂ છે. કાલે ઊઠીને કોઈ છોકરી તો ચાલતા ઢેડા સાથે નીકળી જશે ? પછી રહેશે શું ? "

" પણ એમ બાંધ્યા કણબીએ ગામ કેમ વસાવશો? આજકાલનો જમાનો સ્વતંત્રતાનો છે. "

" ખાડમાં પડે તમારી સ્વતંત્રતા, એ સ્વતંત્રતાએ તો કેટલા ઘરમાં હોળી સળગાવી છે તે જોતા નથી. "

" પણ સારા છોકરા હોય તો શું વાંધો ? "

" મારો રામદત્ત કયાં નબળો છે? લાગ મળતાં વિશ્વામિત્ર શેઠે પોતાની વાત કરી. રમાકાન્ત ઉપર તો તેને દ્વેષ હતો જ, મધુસુદન પણ રમાકાન્તને આશ્રય આપતો હોવાથી તેના પર પણ તે દાઝે બળતો અને તેથી ગમે તે રસ્તે રમાકાન્ત અને તેના સહાયકોને હેરાન કરવાનો સારો લાગ તેને મળી આવ્યો. તેણે પોતાનો પક્ષ જમાવ્યો. અને જ્ઞાતિ ભેગી કરી. "

" તમારો રામદત્ત......વાહ. ધર્મરાજા. કાળા અક્ષરને કૂટી મારે, બાપને પૈસે તાગડધિન્ના કરે. રાધિકા જેવી સુશીલ સદ્‌ગુણી

છોકરી એ કાગડાને કંઠે શોભશે ખરી ?"

"ત્યારે વળી રમાકન્ત કયો હંસ ? પારકી દયા પર જીવનાર એ રસ્તાનો ભિખારી, તે રાધિકાનો સંસાર માંડશે ?"

આમ અનેક વાટાઘાટને અંતે મધુસુદનને ન્યાતમાં બોલાવી તેનો ખુલાસો માગવાનું નક્કી થયું અને તુરત જ એક માણસ મધુસુદનને તેડવા ગયો.

મધુસુદન શેઠ આવ્યા. ન્યાતીલાઓ તેના પર ડોળા કાઢતા હતા. સૌથી વધારે તો વિશ્વામિત્ર શેઠ તેના પર ગુસ્સે હતા.

શેઠ મધુસુદન, આ દાવે, ...... તમે તો ન્યાતના શિરતાજ થવા માગો છો ?"

"પણ છે શું ? કાંઈ કહેશો કે લડવા જ નીકળ્યા છો ?"

"અમારે મોઢે સાંભળવું છે ?"

"સંભળાવો ને ? કાંઇ કોઇની બાયડી છોકરી ઉપાડી તો નથી લાવ્યો ? કાંઇ કોઇનાં નાણાં તો ડુબાવ્યાં નથી ? શું સંભળાવશો ?"

"તમારી રાધિકાનું વેવિશાળ શું રમાકાન્ત સાથે કરવા ધાર્યું છે ?"

"તેમાં ખોટુંએ શું છે ?"

"ત્યારે કહોને ન્યાતનો રિવાજ રસમ તમારે તોડવો છે ?"

"એવો રિવાજ રસમ શું કામનો? લોકનાં છોકરાં છોકરી તો કાંઇ ન્યાતના હાથમાં નથી ને ? માબાપની મરજીમાં આવે ત્યાં આપે."

"પણ........."

" પણ બણ કાંઈ નહિ, મારી છોકરી હું ગરીબને આપું કે શ્રીમંતને આપું તેમાં ન્યાતને શું ? "

" ન્યાતને શું ? કેમ શ્રીમંતને છોકરાઓ નથી ? આ રહ્યો વિશ્વામિત્રનો રામદત્ત......"

" હા મારો છોકરો શું નીચો છે કે રમાકાન્ત સુધી તમારે જવું પડે ? "

" રહેવા દો, વિશ્વામિત્ર શેઠ ન્યાત વચ્ચે છોકરાની આબરૂ શાને ઉઘાડી કરાવો છો ? "

" શું મારો છોકરો........."

" હા, હા, તમારો છોકરો એટલે શ્રીમંત બાપનો વિલાસી બેટો, બધાય લક્ષણે પૂરો. બીજું કાંઈ સાંભળવું છે ? "

" ત્યારે અમેએ જોઈએ છીએ તમે શું કરો છો ? "

" જાણી લો, રાધિકા રમાકાન્ત સાથે જ પરણશે. આજથી આઠમે દિવસે જ લગ્ન કરીશ. તમારાથી થાય તે કરી લેજો. "

મધુસુદન શેઠ ગુસ્સામાં જ ચાલ્યા ગયા. વિશ્વામિત્રે ન્યાતીલાઓને પાણી ચઢાવ્યું.

" શું ન્યાત ઉપરાંત જઈ એ રાધિકાના વિવાહ કરે ? "

" હા, હા, કરે એમાં શું ખોટું કર્યું કહેવાય ? "

" તમે જુવાનિયાઓ ન્યાતનું બંધારણ તોડી નાખવા બેઠા છો. "

" તો અમે મધુસુદન શેઠને પડખે રહીશું, પણ તમે બુઢ્ઢાઓ ફાવે એ કરજો. અમે અમારો પંથ કાઢીશું. "

" કાંઇ નહિ, મધુસુદન શેઠને ન્યાત બહાર, એનો દીવોદેવતા બંધ, એને ત્યાં લગ્નમાં કોઇ જાય નહીં. આ ન્યાતનો ઠરાવ. "

ન્યાતે ઠરાવ કર્યો, ન્યાતમાં બે પક્ષ પડ્યા. જુવાનો મધુસુદનના પક્ષમાં હતા, વૃદ્ધોનો પક્ષ જુદો હતો. મધુસુદનને એ ઠરાવની સૂચના અપાઈ તે જ વખતે પાંચ પંદર જુવાનોનું ટોળુ મધુસુદનને ત્યાં આવ્યું.

મધુસુદન વિચારમાં બેઠા હતા. રાધિકા પણ ત્યાં હતી.

" ન્યાત ભલે અપંગ કરે, દીવોદેવતા બંધ કરે તેથી શું ?"

" કાંઇ નહીં, અમે તમારી સાથે છીએ, અમારા બાપ ભલે જૂના વિચારને વળગી રહે અમે તમારી જાહેર હિંમતને અભિનંદન આપીએ છીએ. "

એકાદ જુવાને આવતાં જ મધુસુદનને અભિનંદન આપ્યું.

" બરોબર છે? " રાધિકાએ કહ્યું.

" શું બરોબર છે. એકની એક દીકરીનાં લગ્ન લઈએ અને તેમાં ગણપતિ પૂજામાં જ વિઘ્ન, એ તે કાંઇ ન્યાતીલાઓનું કામ છે ?" માલતીએ જરા ગુસ્સો કર્યો.

" સૌ સારું થશે, આજે શું છે, હજી લગ્ન તો આવે. " મધુસુદને ટાઢુ પાણી છાંટ્યું. બધા વિખરાયા, પણ :મધુસુદનનું અંતઃકરણ સ્થિર નો'તું. ગમે તેમ તો એ ન્યાતનો વિરોધ કરવો એ તેને વ્યાજબી નો'તું લાગતું. જુવાનો તેના પક્ષમાં હતા, પણ જ્યાં

સુધી વૃદ્ધો પ્રબળ હોય ત્યાં સુધી જુવાનોનું જોર કેટલું કામ લાગે એ પણ તેને માટે એક વિચારવા જેવો પ્રશ્ન હતો. રમાકાન્તનેએ આ વાતની ખબર પડી.

" રાધિકા જીદ છોડી દે. "

" કેમ, પુરુષ થઈ ડરે છે રમાકાન્ત ? "

" ના, હું ડરતો નથી. પણ ' प्रथम ग्रासे मक्षिका ' જેવું થાય છે. "

" પરવા નહીં. રમાકાન્ત. સમાજનો વિરોધ કરવો એ ગુન્હો નથી. સમાજની અનીતિ કે અનાચાર ભર્યા રિવાજોને પોષવાથી કેટલો અનર્થ થાય છે, એની કલ્પના સમાજવાળાઓને ત્યારે જ આવે. જ્યાં સુધી હામાં હા મેળવનારા મળે ત્યાં સુધી ખરી પરિસ્થિતિ ન સમજાય "

" પણ તારા પિતાજીને કેટલું વેઠવું પડશે ? "

" ક્યાં બીજી છોકરી પરણાવવી છે, ક્યાં છોકરાનાં લગ્ન કરવાં છે. "

" છતાંએ ન્યાતથી વિમુખ રહેવું. "

" તેથી શું. ન્યાતીલા બોલી બબડી બખાળા કાઢી બેસી રહેશે."

" પણ ત્યાં સુધી તો સંધબળ ન મળે ને ? "

" યુવાનો પિતાજીને પક્ષે છે. અને હવે તો એ બુઢ્ઢાઓ રાંડીરાંડ પેઠે ખૂણે જ બેસશે. એકહથ્થુ સત્તા ચલાવવાનો હવે જમાનો નથી, પણ તું યુવાન વિદ્વાન છતાં એ આમ કેમ બેસે છે ?"

" મને શુભ કાર્યમાં કલેશ થાય એ સારું નથી જણાતું..."

" મન માને તો કલેશને ? હું એને કલેશ નથી માનતી. હું એને ઉન્નતિ અને પ્રગતિ તરફ એક પગલું મંડાયું એમ માનું છું. મનથી માન્યા પતિને નહીં પરણવું એ જ પાપ છે. શું સમાજ પાપ કરાવે એ જાણી જોઈ કરવું ? "

" તારી જીદ આગળ તો પરમેશ્વર તોબા, રાધિકા. "

" પણ તારી સાથે તો એ જીદ નથી ને ? "

" પણ જે સમાજમાં સ્વતંત્રતા ન હોય તે સમાજમાં..."

" હવે એ વાત અહીં જ પડતી મૂક, રમાકાન્ત, મને એ વિષયની ચર્ચા કરવી જરાએ અનુકૂળ નથી. વાદવિવાદ કરી વખત વિતાવવો એના કરતાં પ્રેરણાએ જે સારું જણાય તે આચારમાં મૂકી ઘડો બેસાડવો મને વધારે પસંદ છે. "

" પણ એ લગ્ન........."

" વહેમી છો, વહેમથી માનસિક નિર્બળતા સિવાય બીજું કશું જ મળતું નથી. જ્યાં મને મન મળેલાં છે, જ્યાં સ્નેહના સોદા છે, ત્યાં વહેમ શા માટે ? રમાકાન્ત, હું તારે માટે અને તું મારે માટે સરજાયાં છીએ. ઈશ્વર ઈચ્છા હશે તે થશે, સમાજ ભલે ફાંસીને માંચડે ચઢાવે. "

ન્યાતનો પ્રસંગ બની ગયા પછી રાધિકા અને રમાકાન્ત વિચારે બેઠાં અને તેમાં પણ રાધિકા જીતી. રાધિકાની શુદ્ધ ભાવના, પવિત્ર પ્રેમ અને નિષ્પાપવૃત્તિએ વિજય મેળવ્યો. ધીમે ધીમે મધુસુદનનું માનસ પણ બળવાન બનતું ગયું. દિનેશ અને સુધા તો રમાકાન્તનો નવો સંસાર જોવાને એકપગે થઈ રહ્યાં હતાં. મધુ-

સુદનની નજર માત્ર રાધિકાના સુખ તરફ હતી. મધુસુદને રાધિકાનાં લગ્ન રમાકાન્ત સાથે કરવાનો નિશ્ચય કર્યો એટલું જ નહિ પણ જાહેરમાં પણ એ નિશ્ચય તેમણે વ્યક્ત કર્યો.

" શાંતિદાસ, તમારા રમાકાન્ત સાથે મારી રાધિકાનાં વેવિશાળ...... "

" શું બોલ્યા ભાઇ, તમારા જેવા શ્રીમંત માણસ મારા જેવા ગરીબના છોકરા સાથે રાધિકાનો વિવાહ કરે એ બને જ કેમ ? ન્યાતજાતમાં...... "

" શાંતિદાસ ન્યાતજાત સાથે મને બહુ નિસ્બત નથી. મારે તો એકની એક છોકરી છે, એનું સુખ જોવું એ જ મારે મન સૌથી પુણ્યનું કાર્ય છે. તમારો રમાકાન્ત ભણેલો, ગણેલો અને સદ્દગુણી છે, રાધિકાને યોગ્ય છે, રાધિકા એને ચાહે છે, તો પછી મારે શા માટે એનું દિલ દુભાવવું પડે ? જેવા પડશે તેવા દેવાશે. ન્યાતીલા કાંઈ ફાંસીએ તો નહિ ચઢાવે ને ? દંડ લેશે એમ ને ? ભલે દંડ આપીશું પણ છોકરી તો સુખી થશે. "

" ભલે ભાઈ, તમારી મરજી, ગરીબને ઘેર તમે ઊતરો એ જોઇ બીજાએ ગરીબના છોકરા ઠેકાણે પડશે. આશીર્વાદ આપશે. "

" એ આશીર્વાદે જ મને હિંમત આવશે. સમાજ સામે ઊભા રહેવાનું બળ આવશે. "

" પણ ભાઈ, મારી પાસે લગ્ન કરવાને નાણા નથી...... "

" એની ચિંતા ન કરશો. રમાકાન્તને લગ્ન પછી મારે ત્યાં જ રાખીશ...... "

"શું ઘરજમાઇ કરશો? ના, ના, એ ન બને, તમે ભલે ગૃહસ્થ રહ્યા પણ એ બટ્ટો ન લગાડાય. મારો દીકરો ભલે કુંવારો રહે પણ ઘરજમાઈનું મહેણું અમે ન સાંખી શકીએ...... "

"શાંતિદાસ, હું તમને ન્યાતના રિવાજ મુજબ દસ હજાર રૂપિયા આપીશ. રાધિકા સાથે લગ્ન થશે એટલે જુદો બંગલો આપીશ અને એને સારે ઠેકાણે નોકરી અપાવીશ. તમારી આબરૂએ ન જાય અને મારુંએ કામ થાય. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી હોય તો કપાળ ધોવા ન જવાય, સમજ્યા? વધાવી લો આનું ખર્ચ અને લ્યો આ ગોળધાણા, જોશીને બોલાવી સારું મુહૂર્ત જોઈ લગ્ન કરી નાખશું હવે છોકરાં મોટાં થયાં, સમજ્યા"?

મધુસુદન શાંતિદાસને મળવા ગયા. પોતાના વિચાર જણાવ્યા અને દ્રવ્યના લોભે શાંતિદાસે મધુસુદનની માગણી સ્વીકારી. શ્રીફળ અને ગોળધાણા લીધા, રમાકાન્તની માતાએ કંસાર કર્યો અને આજે તો રમાકાન્ત અને રાધિકા બેઉ ત્યાં જ જમ્યાં. ગામમાં વાયુવેગે વાત ફેલાઈ અને જેને જેમ ફાવે તેમ વાતો કરવા લાગ્યા. જુવાનો મધુસુદનને અભિનંદન આપવા આવ્યા. વૃદ્ધોએ ભેગા થઇ મધુસુદનને ન્યાત બહાર કાઢી દીવોદેવતા બંધ કરવાનો નિશ્ચય કર્યો હતો તેને અમલમાં મૂકવાનું ઠરાવ્યું.

થોડો વખત વીત્યો. મધુસુદને સારું મુહૂર્ત જોઈ રાધિકા અને રમાકાન્તનાં ઉત્સાહભેર લગ્ન કર્યાં. પોતાની આબરૂ અને વ્યવહાર પ્રમાણે લોકોનું પણ સ્વાગત કર્યું. બધાએ નવપરિણીત યુગલને આશીર્વાદ દીધા. રાધિકાએ–સામે મોંએ વાદવિવાદ કરતી રાધિકાએ આજે રમાકાન્ત તરફ ન જોયું. જોવાનું મન છતાંએ આજે એ નીચી ઢળેલી આંખે જ રમાકાન્ત તરફ જોઈ શકી. આજે એની સાહજીક

મર્યાદાએ એના પર વિજય મેળવ્યો. એ રાધિકા આજે નહોતી, આજે તો એ નવવધૂના સ્વાંગમાં સજ્જ થઇ હતી.

"અલી આજે કેમ નીચું જુવે છે?" સુધાએ પાછળથી કેડમાં ચૂંટી ભરતાં રાધિકાના કાનમાં કહ્યું. રાધિકા સહજ હસી, એનું અંતર નાચતું હતું, હૈયું હર્ષને હીંડોળે ઝૂલતું હતું, મનમાન્યા સ્વામીને પામવાનો અનેરો આનંદ એ આજે માણતી હતી."

ભૂદેવોએ લગ્નવિધિ સમાપ્ત કરી. આશીર્વાદ દીધા અને સમાજ વીખરાયો. હવે રાધિકા અને રમાકાન્ત પતિપત્ની બન્યાં; સંસારની દૃષ્ટિએ જોડાયાં, શાસ્ત્રની નજરે બે શરીર એક બન્યાં. રમાકાન્તને પણ ઉલ્લાસ હતો, એને પણ રાધિકાના જેટલો જ આનંદ હતો.

બળતું હતું માત્ર વિશ્વામિત્રનું હૈયું. એનો રામદત્ત હજી કુંવારો હતો. એને ત્યાં લક્ષ્મીની છોળ ઊડતી છતાં એને કોઇએ હજી કન્યા આપી નહોતી.

માનવ સ્વભાવનો અભ્યાસી કહી જ શકે કે મનુષ્ય પ્રેમ કરતાં સૌન્દર્ય–બાહ્ય સૌન્દર્યથી–સ્ત્રીના તરફ અધિક આકર્ષાય અને સંસારમાં એ રોજ બનતું જ આવ્યું છે. કદરૂપી સ્ત્રીના ભાગ્યે જ ભાવ પૂછાય છે ત્યારે સૌન્દર્યવાન સ્ત્રીનાં મૂલ કરવાને વારે નથી લાગતી. એમાં સૌન્દર્યની પૂજા નથી, એમાં પ્રેમ નથી, એમાં સૌન્દર્ય અને પ્રેમનું સાચું સ્વરૂપ નથી, એમાં માત્ર પાશવતા મનુષ્ય સ્વભાવની વિકાર પોષવાની વૃત્તિ અને માનવ મનની નિર્બળતા જ જણાઈ આવે. રામદત્ત રાધિકા પ્રત્યે આકર્ષાયો, રાધિકા જેવી શ્રીમંત પિતાની સૌન્દર્યવાન પુત્રી પામવાની એની અભિલાષા અફળ ગઈ.

એ ભાવના મરી ગઈ અને રાધિકાનો હાથ એના હાથમાં ન મૂકાયો. રાધિકા પરાઈ બની, રામદત્તને એ લાગ્યું એટલું જ નહિ એના પિતાનેએ એ ઘા સખ્ત લાગ્યો. રામદત્ત તો વિલાસી આત્મા હતો. પિતાના પૈસાનો ઇપ્સિત ઉપયોગ કરતાં એનો હાથ અટકાવનાર કોઈ નહોતું. શ્રીમંતના સોબતી સૌ થાય. પારકે પૈસે પરમાનંદ કરનારાની જગતમાં કોઇ કાળે પણ ખોટ જણાઇ જ નથી. અને રામદત્તને પણ એવા પાંચ પચ્ચીસ મિત્રો મળ્યા હતા. માત્ર રામદત્તને નાણે દારૂ, રંડીબાજી અને વિલાસ ભોગવવાને–એ ભેગા થતા અને શ્રીમંત બાપના બેવકૂફ બેટાને પણ એવા—ખુશામતિયા પોષાય એમ હતું એટલે 'यथा राजा तथा प्रजा' પ્રમાણે રામદત્તનું જીવન વહી જતું હતું.

રમાકાન્તનાં લગ્ન રાધિકા સાથે થયાના સમાચાર જાણતાં વિશ્વામિત્રે તો પોતાના ક્રોધને શાંત કરવા......નિરાશાએ બળતું કાળજુ ઠારવા, મધુસુદનને ન્યાતબહાર મૂકયો–મૂકાવ્યો અને ન્યાતમાં એનું અપમાન કરાવ્યું પણ તેથી રામદત્તનું શું વળ્યું ?

મિત્રો......મુરખ મિત્રો ભેડા હતા. રામદત્તને પૈસે ખરીદાયલી મદિરાની બાટલીઓ ખાલી થતી હતી અને બધાય નશામાં ચકચૂર હતા, અને મનુષ્ય પરવશ દશામાં શું બોલે છે એનું તેને થોડું જ ભાન હોય છે. સૌ કોઈ ગમે તેમ લવારા કરતા હતા. પણ રામદત્તના મન પર આઠે પ્રહર એક જ વિચાર...રાધિકાને ગમે તે રીતે મેળવવાનો, તેનું શિયળ ભંગ કરવાનો, પોતાનો હવશ સંતોષવાનો વિચાર મિત્રોની સભામાં રામદત્તે જાહેર કર્યો.

" રાધિકા......એ રાધિકાને પકડી લાવનાર જુવાન...... "

"હું પકડી લાવીશ. ભાર શું એ રાધિકાના......ભલભલીનાં પાણી ઉતરાવી દઉં તો એ આજકાલની છોકરીના તે શા હિસાબ..."

"નહિ, પણ જબરદસ્તીથી નહિ. રાજીખુશીથી, એ સોદા રાજીખુશીના જ હોય ને?"

"એ તે વળી રાજીખુશીથી કામ થતાં હશે? લાગ જોઇ સાંધા ગોઠવી દઈશું. કેમ દોસ્ત, તું પણ મદદ કરીશ ને?"

"હા, હા, રામદત્ત શેઠનું કામ કરવામાં પાછી પાની કરાય. અરે શિરને સાટે પણ દોસ્તનું કામ તો થવું જ જોઈએ......"

"સારું ત્યારે લાગ જોઈ......"

"પણ એ લાગ કયારે આવશે?"

"આવશે યાર જરા ધીરો પડ ને, એમ ઉતાવળે આંબા પાકે ખરા?"

"પણ જરૂર......"

"જરૂર, જરૂર, જરૂર........."

અને એ આનંદમાં ફરીવાર બાકી રહેલી બાટલીઓ ડલવાઈ અને મિત્રો જુદા પડયા. રામદત્ત શેઠ જેમ તેમ મોટરમાં બેઠા અને ઘર સુધી પહોંચ્યા, શૉફરે ધીમેથી લથડિયાં ખાતા રામદત્તને મોટરમાંથી ઊતાર્યો.

"શેઠ ઘર આવ્યું ઊતરો......"

ત્યારે જ રામદત્ત ઘેનમાંથી જાગ્યો. મોટર ડ્રાઈવર હાથ પકડી તેને ઘરમાં મૂકી આવ્યો.

રામદત્તની માતાએ તેની આ દશા જોઈ, પુત્રના અપલક્ષણનો તેને શોક થયો. પણ શું કરે ? પરવશ માણસને છંછેડવાથી અપમાનના જ ઘૂંટડા ગળવાના હોય. બિચારી મૂંગે મોંએ જોઈ રહી. વિશ્વામિત્ર શેઠ તો એ વાત ક્યારનાએ જાણતા હતા, પણ મોટી ઉમ્મરના પુત્રને શું કરે ? નાનપણથી જ બાળકને લાડ લડાવ્યાં હોય, સ્વચ્છંદી થવા દીધો હોય તો મોટપણે પાકે ઘડે કાંઠલા ન ચડે. ટેવ પડી હોય તે ન જાય અને હાથનાં કર્યાં ભોગવવાં જ પડે. આમ રામદત્તનાં માતાપિતા પુત્રનાં લક્ષણ જોઈ બળતાં હતાં. એકનો એક પુત્ર, અઢળક ધનનો ધણી અને આવાં અપલક્ષણવાળો એ તેમને ઘણું સાલતું. બીજાનાં બાળકો જ્યારે ધનના જોરે ઝોળીમાં ઝડપાતાં ત્યારે વિશ્વામિત્ર શેઠનો રામદત્ત હજી કુંવારો હતો. એના જેવડા બીજાઓને ત્યાં તો પુત્રનાં પારણાંએ ઝૂલતાં હતાં. અને સૌથી વધારે તો રમાકાન્ત જેવો મુફલિસ કોડી વીનાનો માણસ રાધિકા જેવી સૌન્દર્યમૂર્તિને પરણી ગયો અને રામદત્ત જેવો રહી ગયો એ કોઈ રીતે એને ગમતું નો'તું. પ્રસંગ નીકળતાં એ ધણીધણિયાણી મધુસુદનની નિંદા કરતાં કહેતાં એ ખરાં.

'કાગડાની ડોકે મણિ બાંધ્યું......"

પણ એમ બોલીને પોતાની દાઝ જ હોલવવા સિવાય બીજું કાંઇ પણ ફળ આવતું નહીં.

હવે રમાકાન્ત મધુસુદનને ત્યાં જ રહેતો. એના મિત્રો એને ટોળમાં સંભળવતાએ ખરા......

"અલ્યા ઘરજમાઇ થયો કે શું ?"

"ના, ના, એ તો રાધિકાના અપૂર્ણ પ્રેમે લોહચૂંબકનું કામ કર્યું, રાધિકા અને એ વિખુટાં ન જ પડી શકે."

"જે હશે તે. તમને મશ્કરી કરવાની છૂટ છે. માત્ર મારો સંસાર સુખી છે એ જ મને આત્મસંતોષ છે વળી તમારી એ મીઠી મજાકનો આનંદ મારા એ આત્મસંતોષને અધિક બળવાન બનાવે છે. મિત્રો છો તો મશ્કરી કરશો, કાંઈ દુશ્મન મશ્કરી કરશે ? મિત્રો છો તો મશ્કરી એ કરશો અને આફતમાં આડા ઊભાએ રહેશો. દુશ્મન તો કાંઈ થોડા જ આડા ઊભશે ? એ તો ગરદન પડતી હશે તો હાથ નહીં પકડે......"

"રમાકાન્ત પણ તારા જેવો સુખી કોણ ?"

"હું એકલો જ......"

"સાવ સ્વાર્થી ? શું રાધિકા તારા જેટલી સુખી નથી ?"

"એ એને પૂછો ? એનું અંતર હું કેમ જાણું ?"

"ત્યારે તમે પરણ્યાં શું ? અલ્યા એકબીજાના મનની વાત જાણવાની જે લગ્નમાં શક્તિ નથી તે લગ્ન શાં ? એ તો લગ્નનો તમાશો ?"

"ના ? ના ? રાધિકા સુખી છે......મારા જેટલી જ સુખી છે......એ કબુલાત હું આપું એ શું કામનું......એ કબુલાત એની જ લેવી જોઈએ......"

"હશે, તમને સુખી જોઇ અમે એ સુખી છીએ."

"એમ લુખા આશીર્વાદ ન આપશો."

એકાએક રાધિકાએ મિત્રમંડળમાં આવી. સાથે સુધાએ હતી. દિનેશ, મુકરંદ, વિનોદ. એમ પાંચ સાત મિત્રોના ટોળામાં આ એનું એકાએક આગમન વીજળીના ચમકારા જેવું હતું...રાધિકાએ જ કહ્યું;

"એમ લૂખા આશીર્વાદ ન દેશો, બ્રાહ્મણો દક્ષિણા લઈને આશીર્વાદ આપે છે, તમે કાંઇ બ્રાહ્મણ નથી કે દક્ષિણા અપાય, પણ તેનો બદલો......"

"મીઠાઇથી વળી શકે." દિનેશે રાધિકાને બોલતી અટકાવી.

"તો માગો તમારા મિત્ર પાસે."

"હું ક્યાંથી આપું ? કઇ કમાણીમાંથી હું મીઠાઇ ખરીદી લાવું ? હું અને મારું સર્વસ્વ મેં તો તને અર્પણ કર્યું છે, મારી પાસે મીઠાઈ લાવવાનું રહ્યું છે શું ? હું અને તું ક્યાં જુદાં છીએ ? રાધિકા તારા શબ્દોમાં જુદાઈ જણાય છે. એટલે જ તું મીઠાઈ માટે મને બતાવે છે."

"અનર્થ ન કરશો, આશીર્વાદ લેનાર તો પોતાનો હાથ જ લાંબો કરે."

"ત્યારે તું જ આશીર્વાદ લે, તને આશીર્વાદ મળશે તેમાંએ મારો ભાગ તો ખરો જ ને ?"

"ના, હું કરું તે મારી સાથે, તમે કરો તે તમારી સાથે."

"પણ હું અને તું જુદાં જ ન હોઈએ તો ?"

"હવે એ તમારું તત્ત્વજ્ઞાન રહેવા દેશો ? એ વાતોમાં કાંઇ પેટ ન ભરાય."

"રાધિકા કાંઈ વિચાર હોય તો ઝટ થઈ જાય..."

અને રાધિકાએ આગળથી જ ગોઠવણ કરાવી હતી. મહારાજ ધીમે ધીમે રકાબીઓ લાવતો ગયો. મીઠાઇ મેવાના એ સ્વાદિષ્ટ થાળો-

એ મિત્રોનાં મન સંતોષાયાં અને અધૂરાં હતાં તે શિષ્ટાચારના નિયમ અનુસાર ચહાના પ્યાલાએ પૂરાં કર્યાં. બધા એકબીજા સામું જોતા હતા. સુધાના મોં પર હાસ્ય ફરકતું હતું તે દિનેશે જોયું.

"શું હસી સુધા?"

"તમે શું આશીર્વાદ આપો છો એનો હું વિચાર કરું છું અને મને હસવું આવે છે."

"આશીર્વાદ શું હોય?"

"એ તમે જાણો...મકરંદભાઈ, આશીર્વાદ તમે આપશો કે વિનોદ ભાઈ?"

"ના, દિનેશ આપશે, અમને એમાં ન સમજાય."

"હું શું આપું?"

"સુધાબ્હેન સાથે વિચાર કરોને."

"સો શરદ જીવો..." એકે કહ્યું.

"સો શરદ સાજા રહો, ખાઓ, પીવો ને મોજ ઊડાવો." બીજાએ કહ્યું.

"અને સો સો પારણાં ઝૂલો..." દિનેશે કહ્યું.

રાધિકા શરમાઇ ગઇ, નીચું જોઇ ગઈ, સુધાએ તેનો વાંસો થાબડયો. બધા હસી પડ્યા.

"ભાઈઓ, આ બેકારીના જમાનામાં તમારો આશીર્વાદ તો આકરો પડે."

" કાંઈ નહીં, મધુસુદન શેઠનું ધન ખૂટયું ખૂટે એમ નથી. એમનેએ દાદા થવાનુ માન મળશે."

આમ આનંદ કરી બધાં વિખુટાં પડયાં.

મિત્રોની મશ્કરીને ઓથે રહેલું ગંભીર રહસ્ય રમાકાન્ત કળી ગયો. બધા વીખરાયા પછી રાધિકા અને રમાકાન્ત એકલાં પડયાં. રમાકાન્તનું ખિન્ન વદન રાધિકાએ જોયું.

" કેમ રીસાયા છો ?"

" કોની સાથે ? રાધિકા સાથે ? ના, ના, રાધિકા તેં તો મને પશુમાંથી માનવી બનાવ્યો. તારી સાથે તે રૂસણાં લેવાય ?......"

" ત્યારે આમ મોં કેમ કરમાયું ? શું મશ્કરી આકરી પડી ?"

" ના મશ્કરી તો આકરી નથી પડી પણ......"

" પણ શું ? આશીર્વાદ વસમા લાગ્યા ?......"

" ના વસમા તો નહિ પણ એ ફળે ત્યારેને ? પારણું......"

" કેમ નહિ ઝૂલે ?"

" નહિ ઝૂલે, તું તો આદર્શવાદી......તારાં આ લગ્નમાં તો પ્રેમ અને પ્રેમમાં શરીર સંબંધ કયાં હોય ? તારે મન તો લગ્ન એ તો પ્રભુતામાં પગલાં માંડવાં, તારે મન શરીર સંબંધ એ તો વિકાર, પશુતા."

" રમાકાન્ત મહેણું મારો છો ? મારા શબ્દો મને પાછા આપો છો ?"

" ના, રાધિકા, એ મહેણું નથી.તારા આદર્શનું તને સ્મરણ

કરાવું છું અને એ આદર્શનું જ્યારે મને સ્મરણ થાય છે ત્યારે એક જ વિચાર આવે છે."

"કે..."

"કે મારા મિત્રોના આશીર્વાદ આજકાલના ભૂદેવોના એક પૈસાના સો આશીર્વાદ જેવા અફળ જશે."

"નહિ જાય, રમાકાન્ત......"

"ત્યારે શું તું પશુતામાં પગલાં માંડીશ? પ્રભુતામાં પગલાં માંડવાનું ભૂલી જઈશ?"

"ના, રમાકાન્ત, એ પશુતામાંથી જ હું પ્રભુતા પ્રગટાવીશ."

"રાધિકા તુંએ ધીમે ધીમે આદર્શ ભૂલતી જાય છે ખરી?"

"ના, આદર્શ નથી ભૂલતી. શરીર ધર્મ, સ્વભાવજન્યવૃત્તિ સંતોષી તે રીતે આદર્શને સફળ બનાવીશ. રમાકાન્ત, બાળક તો સંસારની શોભા છે. માતા થવાનું કઇ સ્ત્રીને ન ગમે? એ તો સ્ત્રી જીવનનું એક અહોભાગ્ય, એક અંતરનાં ઊંડાણમાંથી નીકળતો નાદ, એક અનેરી અભિલાષા. એના વિના તો એનું જીવ્યું અફળ. એમ ન થાય તો એનું વાંઝિયા મહેણું ન ટળે, રમાકાન્ત!"

"શાણપણ આવ્યું ખરું રાધિકા, સંસારમાં એમ જ હોય..."

"રમાકાન્ત, હવે એ વાત રહેવા દે, આજના આ અનેરા આનંદમાં..." અને રાધિકાએ ઓચિંતા આવી રમાકાન્તને એક ચુંબન દીધું. રમાકાન્ત રાધિકાને અધિક તલસાવવા મ્હાતો હતો પણ એણે જ એના પર ઓચિંતો હુમલો કર્યો, રમાકાન્ત એને વધુ રિબાવી ન શકયો. એણે એને આલિંગન દીધું, ચુંબનનો વર્ષાદ

વર્ષાવ્યો અને પતિપત્ની સ્નેહસાગરમાં સ્નાન કરતાં દેહનું ભાન ભૂલ્યાં.

"રાધિકા......"



બહારથી અવાજ આવ્યો અને એ આલિંગન છૂટયાં, ભાન ભૂલેલાં પ્રેમીઓ જાગ્રત થયાં. રાધિકા વીજળીના ચમકારા જેવી રમાકાન્તથી જુદી પડી......

"મા બૂમ મારે છે......"

એને એ ન રૂચ્યું પણ માતાની બૂમ સાંભળી એ ત્યાંથી ચાલી ગઇ......

રમાકાન્ત એકલો પડયો. એની પરાવલંબી સ્થિતિનું એને ભાન થયું. મધુસુદનના ઘરમાં એકેએક માણસ એનું માન રાખતો. મધુસુદન સ્વયં પણ રમાકાન્ત સાથે પિતા પેઠે વર્તતો. એ ઘરમાં એને કોઇનો અંકુશ નહોતો. એની બધીયે ખાસિયતો પૂરી પડતી છતાંએ એને એમ થયા જ કરતું કે એ પારકું છે અને એ જ વિચાર એને રાત દિવસ ડંખતો. એ ભણ્યો હતો, કુશળ હતો, સદ્ગુણી હતો, છતાંએ નિરુદ્યમી જીવન ગાળવાનું એને મન નહોતું. મધુસુદનના અઢળક ધનનો પોતે માલિક હતો છતાં એ ધન એનું નહોતું. રમાકાન્ત કાંઇક ઉદ્યમ કરવાના નિશ્ચય ઉપર આવ્યો. કાંઇક નોકરી કરી થોડુંઘણુંએ રળવાની એની વૃત્તિ થઇ અને તેણે રાધિકાને એ વિચાર વ્યક્ત કર્યો. રાધિકા હસી, તેને રમાકાન્તના વિચારની ક્ષુલ્લકતા પર હસવું આવ્યું.

"રમાકાન્ત રહેવા દે એ ગુલામગીરીના વિચાર. અહિ તને શાની ખોટ છે? અગર તિજોરીની ચાવી જોઇએ તો તારા ચરણોમાં ધરું."

"રાધિકા એ ગુલામગીરીમાં પણ દ્રવ્યોપાર્જન તો આત્મ-સંતોષ છે. હું જે રળીશ તે ભલે નજીવું જ હોય, મારો સંસાર ચલાવવાને એ ભલે પૂરતું ન હોય છતાંયે તે મારું કહેવાની મારામાં શક્તિ લાવશે. મારું કહેવાનો મને એ આનંદ માણવા દે."

"અને આ બધું ?"

"તારું."

"અને હું ?"

"તું મારી છતાંય તારું તે મારું નહિ."

"કેમ ? રમાકાન્ત એ ભેદ શા માટે... ?"

એ ભેદ આપણી વચ્ચે ભેદની ભીંત ઊભી કરી શકે એવો નથી છતાંય દુનિયા એમ સમજે કે તું તારા બાપની વારસ, તારી મિલ્કત ઉપર જ હું મારું જીવન વ્યતિત કરું તો મારો પુરુષાર્થ શું ? મને પુરુષાર્થ કરવા દે."

"ભલે, અગર તારી એ જ ઇચ્છા છે તો પિતાજીને કહી એનો પણ પ્રબંધ કરીશું."

મધુસુદન માત્ર શ્રીમંત જ નો'તો. શ્રીમંતાઇ જેવી મોટાઇ પણ હતી, ગામમાં એ વક્કરબાજ માણસ ગણાતો હતો અને ગામના એક પહેલા દરજ્જાના ગૃહસ્થતરીકે એની ગણત્રી થતી હતી. સરકારમાંયે એની લાગવગ સારી હતી અને મધુસુદનના તાકયાં તીર એકાએક અફળ ન જતાં. રમાકાન્તને મામૂલી નોકરી અપાવવામાં એનું ગૌરવ ન્હોતું. એણે બનતી તજવીજ કરી. રમાકાન્તને એક સારા દરજ્જાના મુલકી અધિકારીની માનભરી નોકરી અપાવી અને હવે રમાકાન્ત સાહેબ બન્યા.

કલબનું જીવન, કલબની સભ્યતા, કલબની રહેણીકરણીનું વર્ણન શાને કરવું ? જે ક્ષણે, જે દિવસે એણે કલબમાં જવાનો આરંભ કર્યો તે જ ક્ષણે તે જ દિવસે એની અધોગતિના ગણેશ મંડાયા એમ કહેવામાં શો વાંધો ? અહિ કાંઈ બધાજ સત્પુરુષો નહોતા આવતા. અહિ તો માનવતાની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ ભેળી મળતી. સદ્ગુણીએ હતા, સદ્ગુણને ઓથે રહી દુર્ગુણનો અનુભવ કરનારાએ અહિં હતા અને દુર્ગુણીઓએ અહિં હતા. દંભીએ હતા અને દુનિયાને ઝુકાવનારાએ અહિં હતા. કલબ એટલે ભાતભાતના મનુષ્ય સ્વભાવનું સંમેલન. કલબના સભ્યો તો સાંજને છેડે આનંદ કરવાને જ આવે ને ? અને આનંદ કાંઇ એવી વસ્તુ નથી કે જેની વ્યાખ્યા આપી શકાય. દરેક માણુસ દીઠ એવી જુદી જ વ્યાખ્યા. કોઇને સંગીતમાં, કોઇને ગાળો દેવામાં, કોઈને દારૂ પીવામાં, કોઇને પરસ્ત્રી-પ્રસંગ પાડવામાં એમ મૂંડે મૂંડે જુદી જાતના વિધાનથી આનંદ આપી શકે અને એવાં આનંદનાં સાધનો સાધારણ રીતે કલબમાં મળી શકે.

અને ખરી યા ખોટી રીતે પણ આજકાલ સ્વમાન, સમાનતા અને સમાન હક્કોના વાતા વાયરામાં સ્ત્રી અને પુરુષનો પરસ્પર મેળાપ અને સહવાસ તો સાધારણ બની ગયો છે, એટલે જૂના જમાનાની મર્યાદા, સભ્યતા, ભાવના અને વાતાવરણમાં પણ એટલી ઝડપે પરિવર્તન થતું ચાલ્યું છે કે એ વાવાઝોડું કયાં અને કયારે અટકશે એની કલ્પના કરવી મુશ્કેલ છે. એનું પરિણામ શું આવશે એ કળી શકાતું નથી.

રમાકાન્ત તો સામાન્ય કોટીનો મનુષ્ય જ હતો. એ કાંઈ થોડો જ દેવ હતો ? મનુષ્ય જાતના સર્વસામાન્ય સ્વભાવનો રમા-

કાન્ત કાંઈ અપવાદ તો નો'તો. અને મનુષ્ય સ્વભાવને તો ક્ષણે ક્ષણે નવિનતા જોઈએ. એ કાંઈ થોડો જ સ્થિર રહે છે. મનુષ્યનું મન પણ ચંચળ, સ્વભાવ પણ ચંચળ અને એ મન અને સ્વભાવને આધીન બનવું જ, એના ગુલામ જ બનવું એ સામાન્ય મનુષ્યપણું એ ઓળંગી, મનની ચંચળતાને ત્યાગી, સ્વભાવની પરિવર્તનભરી પ્રકૃતિને ત્યાગી મનુષ્ય ઊંચો ચઢે તો તો એ મનુષ્ય કોટીમાંથી દેવકોટીમાં આવે, માનવદેહ દેવ મનાય. પણ રમાકાન્ત માત્ર મનુષ્ય હતો. મનુષ્યધર્મ જ અદા કરતો હતો. એ હજી દેવ થવાને, દેવ-કોટીમાં પ્રવેશ કરવાને યોગ્ય પણ નો'તો અને એ તરફ એની દૃષ્ટિ-એ ગઈ નો'તી ત્યાં તો એને એકાદ ગૌરાંગીની ઓળખાણ થઈ...

એને ઉષા કહેતા. હતી તો એ ધનાઢ્યની દીકરી પણ ધનની સાથે રહેતી સ્વચ્છંદતા એનામાં હતી. ભણતીએ ખરી પણ ભણ-તરની કુમાશ એનામાં નો'તી, ભણતર પાછળ રહેલી ભણતરની મગરૂરી એનામાં હતી. ઉષા કહેતા અને ઉષાના જેવી જ વિવિધ-રંગી હતી. એના રંગ પણ ઉષાના રંગ પેઠે પલટાતા. ઉષામાં ક્યારે ગંભીરતા છે કે જેની નામધારી ઉષામાં હોય ? તવંગર પિતાની એ પુત્રીને સ્વમાનની ભાવના જાગી હતી. સમાનતાના હક્ક સિદ્ધ કરવા એ મોખરે ઊભી હતી છતાં એ એનું વર્તન એ જ સિદ્ધ કરતું કે જાણ્યા કે સમજ્યા વિના ગાડરિયા પ્રવાહની પેઠે સમાજની પ્રવૃત્તિમાં પોતાનો એકડો પુરાવવાને જ એ તૈયાર થઇ હતી અને ધનવાનની દીકરી એટલે તો બાપને પૈસે એ મોખરે ઊભી હતી. પ્રવૃત્તિની મહત્તાનું એને ભાન નો'તું પણ એ નિમિત્તે એ અનેક યુવાનોને મળતી, તેમના ભેગી ભળતી, ચર્ચા કરતી અને એમાં જ એને રસ પડતો. હેતુસિદ્ધ કરવાનો એનો આશય હોય કે ન હોય પણ એ તો સ્પષ્ટ રીતે જણાતું જ હતું કે એ નીમિત્તે એની સ્વચ્છંદતા પોષાતી હતી.

રમાકાન્તની બુદ્ધિ તિવ્ર હતી. મળેલી જગ્યાનું કામકાજ એણે કુશળ-તાથી કાબૂમાં લીધું. હાથ નીચેના નોકરો પણ ધીમે ધીમે રમાકાન્તને ચાહતા થયા અને આજે રમાકાન્ત એક સારા પ્રતિષ્ઠાના અને પ્રામાણિક અમલદારની ગણત્રીમાં મોખરે હતો. રમાકાન્તને હવે સ્વતંત્ર રીતે પોતાનો સંસાર નીભાવવાની શક્તિ આવી અને તેનો આનંદ એ અનુભવતો જીવન વિતાવતો. રાધિકા અને રમાકાન્તનો એ સંસાર–મીઠો સંસાર–ચાલતો હતો પણ એ ક્યાં સુધી રહે એ તો ભાવી જાણે. ભગવાન જાણે.

વખત વિતતાં વાર નથી લાગતી. વરસ બે વરસ હોદ્દે ચઢયાને થયા અને એ વખતના ગાળામાં રમાકાન્તના જીવનમાં ધીમે ધીમે જાણે અજાણે પણ પરિવર્તન થતું જણાયું. પ્રતિષ્ઠા, અધિકાર–સાહેબ સાઇ એ બધાએ ધીમે ધીમે એના જીવનમાં પગપેસારો કર્યો... કરવા માંડયો. એના મિત્રોની સંખ્યામાં પણ વધારો થયો. ખુશા-મતિયાઓનું ટોળું પણ વધ્યું અને વૈભવ તો હતો જ. ગરીબીમાં ઉછરેલો રમાકાન્ત આમ વૈભવ, ખુશામત અને હાજી હા કહેનારા-ઓના સહવાસમાં પોતાની જાતને હવે મોટી માનવા લાગ્યો અને એક મોટા માણસ તરીકે ગણાતા રમાકાન્તની મોટાઇનો લાભ એના હલકા માનસના ખાઉપાત્ર બગલિયાઓ લેવાને ચૂકયા નહીં. રમાકાન્ત ધીરે ધીરે ગરીબી ભૂલતો ગયો.

રમાકાન્ત કચેરીના કામકાજથી પરવારી, હવે કલબમાં જતો સાંજને છેડે કંટાળેલા મનને વિશ્રાંતી આપવાને કલબમાં ગયા વિના એને ગોઠતું નહીં. કલબમાં જાતજાતની રમત ગમતોમાં રમાકાન્ત ભાગ લેતો. સમાન દરજ્જાના અધિકારીઓ સાથે ભળતો અને જુદાં જુદાં ટોળટપ્પાં મારી સંધ્યાકાળ થતાં રમાકાન્ત ઘેર આવતો.

આમ કામકાજ અને પલટાયલી પરિસ્થિતિને પરિણામે, રાધિકા તરફનો એનો અનુરાગ ધીમો ધીમો પણ ઓછો થતો જણાતો પણ એનુ પ્રમાણ એટલું ઓછું હતું કે સાધારણ રીતે રાધિકા કે રમાકાન્ત એમાંથી એકે કળી શકયાં નો'તાં. હજી રમાકાન્તના જીવનમાં માનુની અને મદિરાનો સંચાર થયો નો'તો.

ઊંચે ચડેલાને પછાડવો એ તો કુદરતનો ક્રમ જ છે. જગતમાં અનેક દૃષ્ટાંતો એવાં મળી શકે છે. સાધુજીવન ગાળતા પવિત્ર પુરુષોનાં પણ અધઃપતન થયાં સાંભળ્યાં છે, જોયાં છે. એકની એક સ્થિતિ કોઇની કાયમ રહી નથી અને રહે એમ નથી. કુદરતનો ક્રમ જ એવો જણાય છે કે ક્ષણે ક્ષણે જેમ એ પલટાય છે તેમ જ માનવ જીવન પણ ક્ષણે ક્ષણે પલટાતું જ રહે. ઊંચે ચઢયો તે જ પડે અને નીચે પડયો તે જ ચડે. રમાકાન્ત ગરીબીના ખાડામાં દટાયલો, રાધિકાએ એને હાથ દીધો...ઊંચો આવ્યો. એ ગરીબીનો ખાડો ચઢી હવે એ ઉન્નતિને શિખરે ઊભો. એના જીવનની આકાંક્ષા પૂરી થઇ એમ એનેએ લાગતું અને હવે એથી ઊંચે તો એને જવાનું નહોતું. એને માટે એટલું જ નિર્માણ હતું અને ઊંચે ચઢેલો એ ઊંચે રહી શકે એમ નહોતું જ, એટલે ઊંચે ચઢી નીચા પડવાનો હવે એનો વારો હતો. સૂર્ય મધ્યાન્હે આવે પણ પશ્ચિમ તરફ ઢળેજ ને !

લક્ષ્મી, વૈભવ, માનુની, મદિરા, એ બધાં ય માયાનાં જુદાં જુદાં રૂપો. એ જ રૂપમાં અંધ બનેલો આત્મા ઊંચો ચઢી ન શકે. ઊંચો ચઢેલો પણ એના પંજામાં સપડાઇ, નીચે જ આવે. અને હવે રમાકાન્તને નીચે પડવાનું હતુ. એને વૈભવ હતો, લક્ષ્મી હતી અને માનુનીને અને મદિરાને એ ભેટવાની અણી પર જ હતો.

## રાધિકા

સંસ્કારમૂર્તિ રાધિકા ક્યાં અને ક્યાં આ અછકલી ઉષા ! એ બેમાં આકાશ પાતાળ જેટલો ફેર. સૌંદર્યમૂર્તિ તો બેઉ હતી, ધનવાનની દીકરીઓય બન્ને હતી. પણ એકે ધનને ઓથે રહેલી મર્યાદા... સ્ત્રી–જીવનની ગાંભીર્યતા ધારણ કરી હતી જ્યારે બીજીએ ધનને ઓથે રહેલી મર્યાદા...સ્ત્રી જીવનની ઉચ્છ્રૃંખલતા ધારણ કરી હતી. રાધિકાની આંખોમાં નેહ ભર્યાં હતાં, એનું અંતર પ્રેમભીનું હતું એના શબ્દે–શબ્દેમાં સભ્યતા, સજ્જનતા, વિવેક અને મર્યાદા હતાં. એના વર્તનમાં નીતિ અને ચારિત્ર્ય ભર્યાં હતાં. એનો પહેરવેશ એના પ્રત્યે સદ્‌ભાવ ઉપજાવતો. અને જોનાર એના તરફ પવિત્ર ભાવે માથું નીચું નમાવતો. ઉષાની આંખોમાં આછકલાપણું, અને વિકાર જણાતાં, એના આચાર વિચાર, પહેરવેશ બધુંય એવું હતું કે એને જોનાર પ્રથમ નજરે જ એને ઉદ્ધત અને ઉચ્છ્રૃંખલ કહે પણ આજકાલ તો એવું જ ઘણું નભે છે ને? અને જોનારને એના તરફ પૂજ્યબુદ્ધિ નો'તી ઊપજતી.

રમાકાન્ત અને ઉષાની પ્રથમ પિછાન એક મેળાવડામાંથી થઈ. રમાકાન્તના કોક સ્નેહીએ એ મુલાકાત અને ઓળખાણ પણ કરાવી. રમાકાન્ત વિદ્વાન, સુધારક, અને અધિકારી હતો, ઉષાની એ મુલાકાતને દિવસે જ રાધિકાના સ્નેહજીવનમાં, તેના સુખી અને શાંત જીવનમાં ઉલ્કાપાતના ગણેશ મંડાયા. અણધારી એ મુલાકાત દિનપ્રતિદિન દૃઢ બનતી ગઈ. અવારનવાર રમાકાન્ત અને ઉષા મળતાં. બાગબગીચે હરવાફરવા જતાં અને આનંદ કરતાં. ધીમે ધીમે એ પરિચય ગાઢ થતો ગયો અને જાણે એકબીજાં ઓતપ્રોત બની ગયાં હોય એમ રમાકાન્તને ઉષા વિના અને ઉષાને રમાકાન્ત વિના ગોઠતું નહોતું. ધીમે ધીમે રાધિકા પ્રત્યે રમાકાન્તનો સ્નેહ શિથિલ થતો ગયો. ઉષાના સહવાસે રમાકાન્તને નવું જ શીખવ્યું. હવે, રાધિકાના હાવ-

ભાવ, રીતભાત, નૈસર્ગિક મર્યાદાભર્યું ગ્રહસ્થજીવન કે તેને અનુરૂપ એનું વર્તન, રમાકાન્તને અનુકૂળ નહોતું પડતું. હવે એને ઉષાના નિર્લજ્જ અને ઉચ્છૃંખલ હાવભાવ, બોલચાલ, રહેણીકરણી જોઈતી હતી. અને એ રાધિકામાં એને ન જડ્યું. ચંચળ મનના એ માન-વીને મોહમાં ઉષાએ મુગ્ધ કર્યો એ કંચનને છોડી, બાહ્ય આડંબરથી કંચનના ઓપવાળા કથિર તરફ વળ્યો. હંસ મોતી ચરતો હતો. પણ હવે એને શેવાળમાં મોતી જણાયાં. એ શેવાળ તરફ વળ્યો. પ્રભુ જાણે એ શેવાળમાં એનો પગ ક્યારે લપસી પડશે. ગમે તેમ હોય હવે પહેલાંનો શાંત સદ્‌ગુણી રમાકાન્ત નહોતો, સ્નેહાળ પતિ નહોતો અને રાધિકાને પણ ધીમે ધીમે એ જણાતું. રમાકાન્તનું પોતાના તરફ બદલાયલું વર્તન એ કળી શકી અને એને શંકા પણ થઈ.

"રમાકાન્ત હું થોડા દિવસથી તમારામાં વિચિત્ર પરિવર્તન જોઈ રહી છું."

"તને વ્હેમ છે રાધિકા; રમાકાન્ત નથી પલટાયો."

"મ્હારો વ્હેમ હોય એ બને, પણ ધીમે ધીમે એ વ્હેમ બળવાન બનતો જાય છે. હું જોઈ શકું છું રમાકાન્ત તમે દિવસે દિવસે મારા તરફ દુર્લક્ષ કરતા જાવ છો."

"ના, ના. રાધિકા તારા તરફ દુર્લક્ષ કરવાનું કાંઇ કારણ નથી."

રમાકાન્તે રાધિકાને મનાવવાનો દંભ કર્યો પણ રાધિકા એમ સમજે એમ નહોતું. રમાકાન્તના આચારવિચારમાંએ ધીમે ધીમે ફેર પડતો જણાતો હતો અને રાધિકાનું અંતર એ જોઈ બળીને

ખાખ થતું હતું. એક દિવસ રમાકાન્ત બહારથી આવ્યો. રાધિકા ઊંધે મોંથે આંસુ સારતી હતી.

" રાધિકા. "

રાધિકા મૂંગી રહી અને રમાકાન્ત રાધિકા પાસે ગયો. રાધિકાની આંસુભરી આંખોએ રમાકાન્ત સામું જોયું. એની આંખમાં આંસુ સાથે આર્જવતા ભરી હતી. દયાની યાચના હતી.

" રાધિકા રડે છે ? તારે રડવાનું હોય ? "

" રમાકાન્ત હવે તો રોતી રાધિકા જ જોશો. રાધિકાના ભાગ્યમાં હવે રોવાનું જ રહ્યું છે...હસી, હસી, આનંદ કર્યો, જીવનમાં સુખ...સ્વામી, સ્નેહ બધુંએ ભોગવી લીધું હવે રોવાનું પણ અનુભવી લઉં. એટલે આ ભવ તો બગડ્યો પણ બીજો તો ન બગડે ?"

" રાધિકા આજે તને શું થયું છે ? "

" થવાનું હતું તે બધું જ થયું નાથ ? રમાકાન્ત જતો રહ્યો. મારો રમાકાન્ત મારી પાસે નથી. "

" પણ હું ક્યાં ગયો ? તારી આગળ તો ઊભો છું..."

" ના ના મારો રમાકાન્ત નહીં એ તો રમાકાન્તનું બીજું સ્વરૂપ ! એ તો રમાકાન્તનો પલટાયલો દેહ, એ તો રમાકાન્તનું ભૂત, મારો રમાકાન્ત..."

અને રાધિકા એકાએક ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી...રમાકાન્તે રાધિકાને શાંત કરવાનાં ફાંફાં માર્યાં પણ પાપી હૃદય ડંખતું. રાધિકાની નિર્દોષતા, એના રૂદનનો આર્તનાદ, રમાકાન્તના કાળજાને કમકમાટ ઉપજાવવાને પૂરતો હતો. ખરું ખોટું ગમે તેમ સમજાવી

રાધિકાને તે દિવસે શાંત રાખી. રાધિકાએ શાંતિ ધારણ કરી, દેખાતી એ શાંતિના ગર્ભમાં વેદના...હૃદય મંથન...નાં પ્રબળ વહેણ વહેતાં હતાં. છતાં એ રમાકાન્તના સંતોષ ખાતર જ રાધિકાએ રોવું બંધ કર્યું. એનું અંતર તો રોતું જ હતું......

"પણ રમાકાન્ત તમારા વર્તનમાં, મારી સાથેના તમારા આચારમાં આમ મને કેમ ભેદ જણાય છે? મને એમ જ થાય છે કે તમે મારા હતા...મારા નથી."

"રાધિકા તું તો ઘેલી છો. કોક દિવસ કામકાજમાં મન ગુંથાયું હોય અને તારા તરફ જરા બેદરકારી જણાવાય તો તેથી આમ તે થતું હશે? હવે આપણે ઘણાં વર્ષો ભેગાં રહ્યાં એકબીજાને ઓળખી લીધાં. તોયે નાહકના આવા વ્હેમ શા માટે? પણ એમાં તારો એ શો વાંક? સ્ત્રીનું હૃદય જ શંકાશીલ હોય છે."

"આ મારા હૃદયમાં શંકા આવે એવું તમારે કરવું જ શાને પડે?"

"પણ અમે કેમ જાણીએ કે તમોને શાની શંકા આવે?"

"રમાકાન્ત એ અંતરઆત્માના પોકારનો પ્રશ્ન છે. અંતરથી ઊભી થતી એ શંકા અસ્થાને નથી જ હોતી. એમાં કાંઈક તો સત્ય હોય જ, પછી થોડાનું ઘણું થાય એ બને; બાકી એ શંકા પાયા વિનાની તો નથી જ હોતી."

"અને તમને એક જ શંકા. તમારો પુરુષ પરાઈ સ્ત્રીને ચ્હાય છે યા ચ્હાતાં શીખ્યો છે, તેની સાથે સંબંધ રાખે છે. આ જ તમારી શંકા ખરું ને?"

" બીજી હોય પણ શું ? અને પુરુષ એ પ્રમાણે કરતો હોય તો સ્ત્રીને શું શું થતું હશે તેની તમોને શી કલ્પના આવે ? સ્ત્રીનું હૃદય પારખવાની પુરુષે તસ્દી જ લીધી નથી. પારખી શક્યા નથી. પુરુષ માટેના સ્ત્રીના બલિદાન, આત્મત્યાગની કિંમત પુરુષોથી આંકી શકાઇ નથી અને ક્યારે અંકાશે એની કલ્પનાએ થઈ શકે એમ નથી. પુરુષો સ્વાર્થી રહ્યા. "

" હશે રાધિકા એ વેદાંત રહેવા દે......"

" તમને એ વેદાંત લાગશે પણ એ વેદાંતના અભાવે જ અનેક સંસાર કચરાઈ ગયા છે અને કચરાતા જાય છે. પુરુષની અસ્થિર વૃત્તિનું જ એ પરિણામ સ્ત્રી જાત ભોગવી રહી છે. "

રમાકાન્ત અબોલ રહ્યો. રાધિકાએ જાણ્યું કે રમાકાન્તને બહુ ગમતું નથી. રાધિકાએ પણ બોલવું બંધ કર્યું. મહારાજ જમવાનું તૈયાર થયાના સમાચાર આપવા આવ્યો. બન્ને જમવા ગયાં.

દિનેશ ઘણા દિવસથી રમાકાન્તને મળ્યો નો'તો. આજે એ પતિપત્ની પણ વાળુપાણીથી પરવારી રમાકાન્તને મળવા આવ્યાં.

" રાધિકા બહેન......"

" કોણ એ ?...દિનેશભાઈ...આવો...આવો, ઘણા દિવસે જણાયા. "

અને એમ બોલતી રાધિકાએ બારણું ઊઘાડયું. સુધાને જોઇ...

" ઓહો સજોડે આવ્યાં છો ? રમાકાન્ત આ જોડલું જોયું ? "

અને રાધિકાના જ શબ્દોમાં રમાકાન્તને ઠપકાનો ભાસ થયો. રમાકાન્તને જરા આઘાત થયો. દિનેશે એ શબ્દો સાંભળ્યા.

## રાધિકા

"કેમ આજે આમ આડું બોલવું પડયું રાધિકા બ્હેન ?..."

"એ તો પૂછો તમારા રમાકાન્ત ભાઇને...હું બોલી એનો અર્થ એ સારી રીતે સમજ્યા છે...કેમ રમાકાન્ત મેં સાચું કહ્યું ને?"

રમાકાન્તનું ઊતરેલું મ્હોં દિનેશે જોયું. દિનેશ કાંઇક કલ્પના કરી શકયો. પણ કોને પૂછે? ઓરડાનું વાતાવરણ પણ જરા ગરમ જણાયું. ધીમે ધીમે આમતેમની પરચુરણ વાતો કરી દિનેશ ઘેર ગયો. પણ સાથે એક ઉપાધિ વ્હોરતો ગયો. રમાકાન્તની ચાલ પર એને શંકા આવી. એનું મોં એને એજ કહેતું. રાધિકાના શબ્દોમાંથી પણ એને એ જ મળ્યું. હવે એ જ વાત કરવી રહી. દિનેશ અને સુધા ગયાં. રાધિકા અને રમાકાન્ત જાણે કાંઈ બન્યું જ ન હોય તેમ આનંદ કરતાં સૂતાં......

હસનાર કયારે રોશે એ જાણતો નથી. જીવનભર હસી રમી ઊછરેલી, મનમાન્યા સ્વામી સાથે સંસાર સુખ માણતી રાધિકા આજે રડતી હતી. એના જીવનમાં હાસ્યનું સ્થાન રૂદને સાચવ્યું. પડેલો ઘા રુઝાય એ સ્વાભાવિક છે પણ રુઝાયલા ઘાના સ્મરણ-ચિન્હ રહી જાય અને એ રોજ એની યાદ આપે. રાધિકા અને રમાકાન્તને પરસ્પર આઘાત થયો. એ આઘાતનો ઘા સાદાભોળાં હૈયાની રાધિકાના અંતર પર પડયો. રમાકાન્તના આશ્વાસને એ રુઝાયો પણ એનું સ્મરણ તો રાધિકાને રહી જ ગયું. હજીએ એ રુઝાયલો ઘા પાકી તેમાંથી પરુ વહે એવી રાધિકાને શંકા રહેતી. છતાંએ અવરનવર ચાલ્યું જ જતું.

રમાકાન્ત પણ ચારિત્ર્યને શિખરેથી ચળી પડયો. ઉષાના સહવાસ સુખમાં એ ચારિત્ર્યને ભૂલતો ગયો, પરિચય વધતો ગયો.

એ પરિચયે હવે શરીરસંબંધનું સ્વરૂપ લીધું. ઉષા અને રમાકાન્ત હવે રોજ મળતાં. રમાકાન્ત અને ઉષા એકબીજાને ન જુએ તો ગાંડાઘેલાં બનતાં. હંમેશની મુલાકાતનું એક સંકેતસ્થાન નક્કી થયું હતું. પ્રેમીઓ ત્યાં મળતાં, મોજ કરતાં અને સમય થતાં જુદાં પડતાં. આ એમનો રોજનો કાર્યક્રમ હતો. રમાકાન્તે પણ પાપ છુપાવવા ચારિત્ર્યના ઝાંખા પડતા કીર્તિકળશને ઓપ ચઢેલો જ રાખવા બાહ્ય દેખાવો કરવા પડતા. ભોળી રાધિકાને તે સમજાવી લેતો, કોક દિ' મિત્રને મળવાનું, કોક દિ' ઑફીસના કામકાજે રોકાણ થવાનું, કોક દિ' ક્લબમાં પાર્ટીનું એમ એક એક પાપ છુપાવવા રમાકાન્ત રોજ રોજ નવાં પાપ કરે જ જતો હતો. રમાકાન્તને કદાચ જૂઠું બોલતાં બીજાને પોતાના જૂઠાણામાં સત્યતાની છાપ પાડી એ જૂઠાણું સાચુ મનાવવામાં કાળજી રાખવી પડતી. પણ એ કેટલો વખત નભે ? પાપ તો મોભે ચઢીને પોકારે ને?

દિવસો વીત્યા, મહિનાઓ વીત્યા અને ઉષા અને રમાકાન્તના પરિચયે પણ ગાઢ સ્વરૂપ પકડ્યું. એમના એ પરિચયને પરિણામે જોડાયલા શરીર સંબંધનું સાક્ષાત સ્વરૂપ હવે રમાકાન્ત સમક્ષ રજૂ થયું. ઉષા ગર્ભવાન થઇ. કુમારિકાનું જીવન પવિત્ર મનાય તેમાં ઉષા કુમારિકા હોવા છતાં ગર્ભવાન થાય એ એમાંથી એકેયને પરવડે એમ નહોતું છતાં કુદરત તો પોતાનું કામ કરે જ જાય. ઉષા અને રમાકાન્ત એક દિવસ સંકેત સ્થાનમાં ભેગાં મળ્યાં.

" રમાકાન્ત, પાપ પુકારી રહ્યું છે. "

" શું થયું ઉષા. આજે આમ કેમ ? "

" તમને અનેકવાર ના કહ્યા છતાંએ એ શરીર સંબંધનું પ્રત્યક્ષ પરિણામ નીપજ્યું. "

" એટલે ?"

" એટલે થોડા વખતમાં જ હું બાળકની માતા બનીશ."

" હેં ? ઉષા જુલમ થયો, હવે શું થશે ?"

" કાયર શા માટે બને છે ? રમાકાન્ત હાથનાં કર્યાં હૈયે ભોગવે જ છૂટકો."

" એનો અર્થ ?"

" એનો અર્થ એ જ કે આપણે બે લગ્ન કરી પતિપત્ની તરીકે જાહેર થઈએ.

" પણ ન્યાત જાત ?......"

" ન્યાત જાતનો હવે આ જમાનામાં પ્રશ્ન જ ક્યાં છે. વર્ણાંતર લગ્ન ક્યાં નથી થતાં ? વળી હું બ્રાહ્મણ છું ને તું વણિક છે......"

" પણ એ કેમ બને ઉષા..."

" એ ન બને તો એક વિષનો પ્યાલો મને લાવી દે. આ જીવનનો એમ જ અંત આવવો સરજાયો હશે."

" આત્મહત્યા ?"

હા, વ્હાલાં વિશ્વાસઘાત કરે ત્યારે આપઘાત જ આરો હોય. તને મારી જાત, મારા આત્મભોગ કરતાં રાધિકા વ્હાલી છે. ભલે તેમ કર. તારી કીર્તિ તને વ્હાલી છે, તારી જાત તને વ્હાલી છે; ભલે તે સાચવવા હું મારા જીવનનો અંત આણીશ......"

" પણ એક રસ્તો બતાવું..."

"હું સમજું છું. હું જ આત્મહત્યા કરીશ. બાળહત્યા કરવી! મારે એ બાળહત્યા નથી કરવી. જીવનભર અંતરને કાળું બનાવી જવું, જીવને રોજ રોજ એ અંતર વેદનાએ બાળવું એનાથી મરવું સારું છે."

"ઉષા એમ તો ન જ બને......"

"કેમ ન બને પુરુષ બન...લગ્ન કરી પુત્રના પિતા કહેવરાવવાની હિંમત રાખ, તને આવો બાયલો, બીકણ, કાયર જાણ્યો હોત તો તારી સાથે પરિચય જ ન પાડ્યો હોત......"

"કાલે મળીશું ઉષા......"

રમાકાન્ત ઉષાથી જુદો પડ્યો. બન્નેના અંતરમાં આજે ઉલ્કાપાત થતો હતો. શું કરવું, રસ્તો કેમ કાઢવો, કાંઈ જ સૂઝતું નહોતું. ઉષાએ તો કોઈપણ જાતનો આગ્રહ કર્યો નહોતો. એને તો જીવવું મરવું બન્ને સરખુ જ હતું, એ એટલી જ બેદરકાર હતી. પણ રમાકાન્ત બધું જ સાચવવા માગતો. રાધિકા, કીર્તિ, અધિકાર અને સાથે ઉષાનું પણ રક્ષણ કરવાની એની ઇચ્છા હતી. એનું અંતર એટલું નિષ્ઠુર હજી બન્યું નો'તું. પોતાના વિશ્વાસે આંખો મીંચી પાપના ખાડામાં ઝંપલાવનાર ઉષાને આમ અધવચ્ચે લોક નિંદાના સાગરમાં ફેંકી દેવાની, એની કૌમાર અવસ્થાને નાનમ લગાડવાની એની જરાએ ઈચ્છા નો'તી. એ વિચાર વમળમાં તણાતો ઘેર ગયો. રાધિકાએ જમવાનું કહ્યું. એણે ના પાડી. શરીર સારું નથી કહી એ સૂઇ ગયો. રાધિકા એના હેતાળ હાથે માથું દબાવતી હતી.

ઉષાના આગ્રહથી રમાકાન્તે તેની સાથે લગ્ન કર્યાં. એ લગ્ન સ્નેહલગ્ન નહોતાં. પ્રેમને નામે, સ્વતંત્રતાને નામે આજકાલ પોષાતી

પશુતામાંથી ઉપજેલાં એ સગવડતાનાં લગ્ન હતાં. એ લગ્નમાં ને'તો વિધિ કે એ લગ્ન માં ને'તાં આમંત્રણ. બે જણાએ બે ચાર એવાજ સ્વભાવના મિત્રોની હાજરીમાં પરસ્પર પુષ્પમાળ પહેરાવી અને સરકાર દફતરે નોંધણી કારકૂને એ લગ્ન નોંધી લીધાં. એ લગ્નમાં ક્યાં લગ્નની પવિત્રતા હતી. આજસુધી મીસ ઉષાદેવી કહેવાતી ઉષા હવે મીસીસ રમાકાન્ત બની. રમાકાન્તે પહેલેથીજ અલગ મકાન રાખ્યું હતું અને ઉષા હવે પોતાનું કૌમાર અવસ્થાનું પાપ છુપાવવા, સમાજની આંખમાં ધૂળ નાખવા રમાકાન્ત સાથે રહેવા લાગી. અને એ સંસાર પણ ચાલતો હતો.

રમાકાન્તને મધુસુદન શેઠની સિફારસે સારો આદ્ધો મળ્યો હતો અને પછી તો પોતાની કાર્યદક્ષતા અને બીજાઓને પોતાના બનાવી લેવાની એની કુનેહથી બધાયે એના ઉપરી અધિકારીઓ રમાકાન્તને ચાહતા થયા હતા. એનો હોદ્દો પણ ધીમે ધીમે વધતો ગયો અને થોડા જ વખતમાં એ મોટો પગારદાર થયો અને સાહેબની ગણતરીમાં આવ્યો, એના તાબાના નોકરો એનાથી ડરતા અને ઉપરીઓને ખુશ રાખવાને એ પણ પોતાનાથી બનતું કરતો.

ઉષા સાથેનો એનો સંસાર વિના અથડામણે સાનુકૂળ ચાલતો હતો. ઉષા ગર્ભિણી હતી અને તેને બાળક પ્રસવવાને થોડા માસ બાકી હતા. એ સ્નેહાળ જણાતું દંપતી એક બીજામાં ઓતપ્રોત બની રહ્યું હતું, પરંતુ તેની સાથે ઉષાની સ્વચ્છંદી પ્રકૃતિને લીધે રમાકાન્તનું નાવડું ક્યારે ડૂબશે એ કહી શકાતું નો'તું. મહિનાની આખરે પગારની રકમ તો સંસારના ખરચમાં અને ઉષાની ઉડાઉ પ્રકૃત્તિને લઈને એના મોજશોખના સાધનોમાં પૂરી થતી. આજસુધી તો એ મધુસુદનને ત્યાં રહી વિના ખરચે પોતાને મનગમતી મોજ

માણી શકતો હતો, અને એ મોજમાં માતાપિતાને પણ સાવ ભૂલી ગયો હતો. પ્રસંગોપાત એ માતાપિતાને આપતો પણ તે પરાયા માણસ તરીકે. એને નાણાંની મદદ પણ કરતો તે દયા દાખવતો હોય એ રીતે. હવે ઉષાના સંગમાં આવ્યા પછી તો એ પણ એ ભૂલી ગયો હતો. અને એના માતાપિતા પણ જાણે પુત્ર નો'તો એમ મન વાળી એની જરા સરખીએ આશા રાખતાં નો'તાં. એના લગ્ન વખતે એમને મળેલી સારી રકમ સાચવી રાખી શાંતિદાસ થોડો ઉદ્યોગ કરી તે રકમના વ્યાજમાંથી અને આવકમાંથી પોતાનો સંસાર ચલાવતા. અને એમને ખરચે શું ? ધણીધણિયાણી એકલાં જ હતાં. સાંજને છેડે રૂપિયામાં તો સારી રીતે એ વખત દાળભાત, શાક રોટલી જમી શકતાં અને શાંતિથી જીવન વિતાડી શકતાં.

એક દિવસ ઉષાની એકાએક તબિયત બગડી. વૈદ ડોકટરોની દોડાદોડ થઇ રહી. સાહેબનું ફરમાન કોણ ન માને ! અને ઓફિસના નોકર ચાકરો બધા ય તે દિવસે સાહેબની અને બાઈસાહેબની તહેનાતમાં હતાં. પડયો બોલ ઝીલવાની તૈયારીવાળા એ ગુલામી મનોદશાવાળા હલકા દરજ્જાના નોકરોને સાહેબ કે બાઈસાહેબ કાંઈ કામ સોંપતાં તો જાણે મોટી મહેરબાની કરી હોય એમ તેઓ માનતા. બીમારીના પરીણામે ઉષાને ગર્ભપાત થયો. અને થોડા દિવસો પછી ઉષાને આરામ થયો.

“ બાઈસાહેબ મોટી ઘાત ગઇ, નવે અવતારે જ જન્મ્યાં હો!”

ઓફીસના એક કારકૂને બાઈસાહેબની ખુશામત કરી.

“ પણ તમારા સાહેબે પણ બહુ જ મહેનત કરી. ”

“ કરેજ ને ? તમારા જેવાં બાઈસાહેબ કયાંથી મળે ? ” અને એમ રમાકાન્તનો વ્યવહાર ચાલતો હતો.

રાત્રે આઠેક વાગ્યા હશે. ઉષા અને રમાકાન્ત ટેનીસ રમી પાછાં ફર્યાં અને હાથ મોં ધોઇ વાળુ કરવાની તૈયારી કરી. મહારાજે થાળ પીરસ્યા અને પટાવાળો બોલાવવા આવ્યો. પતિપત્ની નીચે ઊતર્યાં અને જમવા બેઠાં. રાધિકા પણ સમય જોઇ આજે રમાકાન્તની મુલાકાત લેવા આવી હતી. બારણે ઊભી રહી તેણે પટાવાળાને પૂછ્યું;

" સાહેબ છે ?"

" હા, પણ બાઈસાહેબ સાથે જમવા બેઠા છે. "

" હું ઉપર જાઉં...?"

" ભલે જાવ ને..."

અને રાધિકા ધીમે પગલે અવાજ ન થાય એ રીતે માળ પર જઈ દિવાનખાનામાં ગોઠવેલી ખુરશી પર બેઠી. તેના અંતરમાં ચિરાડા પડતા હતા. સ્વાભાવિક રીતે સ્ત્રી ઈર્ષાળુ હોય છે. પોતાના પતિને બીજી સ્ત્રી સાથે વ્યવહાર કરતાં કે બોલતાં ચાલતાં જોઈ એ સાંખી શકતી નથી. છતાંએ રમાકાન્ત તો પોતાની જ શોક્ય સાથે રહેતો હતો એટલે એને વધારે બળવાનું હતું. પોતાનો સંસાર ખારો કરનાર ઉષાનું લોહી પીવાનીએ એને વૃત્તિ થાય પણ એની સંગમાં રમાકાન્ત સુખી છે એમ માની પોતાના પ્રિયતમના સુખમાં વિઘ્ન નાખવાની સહનશીલ સ્વભાવવાળી રાધિકાએ આજ સુધી ઇચ્છા નહોતી કરી.માત્ર પિતાના ઘરમાં જ ઊંડા નિશ્વાસ નાખ્યા હતા. રાત્રે એકલી હોય ત્યારે આંસુ સાર્યાં હતાં અને ભાગ્યને દોષ દીધો હતો. આજે એને રમાકાન્તને મળવું હતું, ઉષાની આજીજી કરવી હતી અને નોકર તરીકે પણ એ મકાનમાં રહી રમાકાન્તના દર્શનનો લાભ મેળવવાની એની ઇચ્છા હતી. ઉષાનું પણ સ્ત્રી હૃદય હતું. કાલાવાલા, આજીજી

કરી ગમે એ રીતે તે ઉષાને મનાવી લેશે એવો તેને આત્મવિશ્વાસ હતો. રાધિકા ભાગ્ય પર વિચાર કરતી બેસી રહી.

"પણ તેં રાધિકાને જોઈ નથી. તું એને મળી નથી, એનો તને પરિચય નથી, તે પહેલાં તું એને માટે ગમે તે કલ્પના કરે એ વ્યાજબી નથી."

"મારે શી જરૂર પડી એને જોવાની? મળવાની કે એની સાથે પરિચય કરવાની? એને ગરજ હોય તો એ આવે અહીં......"

પતિ પત્ની જમી પરવારી વાતો કરતાં દાદરો ચઢતાં હતાં. દાદરો ચઢતાં થતી વાતો રાધિકાએ સાંભળી અને એ બન્ને દીવાનખાનામાં દાખલ થતાં જ રાધિકા ઊભી થઈ.

"હા બહેન, હું જ અહીં આવી છું તમે શા માટે શોધો, હું જ તમને શોધતી આવી છું."

ઉષા ચમકી, રમાકાન્તના પગ અટકી ગયા. જાણે વીજળી પડી હોય એમ એ સ્તબ્ધ બની ગયો. એને સ્વપ્નેએ કલ્પના નો'તી કે સ્વમાની રાધિકા ચાલી ચાલી એને ત્યાં આવે અને તે પણ આવાં દીન વચન બોલતી સંભળાય. રાધિકાએ આગળ ચલાવ્યું;

"ઉષા બહેન, તું તો મારી બહેન છો. મારો રમાકાન્ત તેં રાખ્યો છે તો મનેએ રાખ......"

"રાખે મારી બલા તને? તારું અહીં શું કામ છે? રમાકાન્ત એની મરજીથી મારી સાથે રહ્યા છે. મે ક્યાં એના પર બળજબરી કરી છે?"

"હું ક્યાં કહું છું ઉષાબ્હેન, પુરુષને જે ગમી તેની સાથે તે રહે. હું એને ન ગમી હોઉં એટલે મને એમણે તરછોડી......"

રમાકાન્તથી રાધિકાના આ શબ્દો સહન ન થયા. એ શરમાયો. પોતાની માનસિક નિર્બળતાએ એને હીણો બનાવ્યો.

“ રાધિકા, શાંત થા, બેસ તો ખરી......” રમાકાન્તે દબાતે અવાજે કહ્યું.

“ શા માટે બેસે ? એનું અહીં શું કામ છે ? ચાલી જા અહિંથી, મારા ઘરમાં વગર પૂછે પેસી જવું અને પાછાં મહેણાં મારવાં. શરમાતી નથી; કાળી રાત્રે એકલી અહીં આવતાં ? ”

“ શા સારું શરમાવું પડે મ્હારે, ઉષાબહેન, હું તો મારા પતિને મળવા આવી છું. પરાયાને ત્યાં નથી આવી. ”

“ તારા પતિ હોય તો અહીં શા માટે રહે ? તારી સાથે ન રહે ? તેં શું સુખ આપ્યું કે તારી સાથે રહે ? ”

રમાકાન્ત વચ્ચમાં પડ્યો. તેણે કલ્પી લીધું કે ઉષા ધીમે ધીમે રાધિકાને અસહ્ય શબ્દો સંભળાવી રહી છે. રાધિકાનું અસહ્ય અપમાન કરી રહી છે. ”

“ ઉષા, આંગણે આવેલાનું આમ અપમાન ન થાય. ”

“ એને માનની પરવા હોય તો અહિં આવે એ ખરી ? એ તો નફ્ફટ છે કે તમને શોધતી આવી. મારા જેવી હોય તો સામુએ ન જુવે. ”

“ ખરું છે, ઉષાબેન, હું નફ્ફટ જ છું પણ મારી એક વિનંતી સાંભળશો ? ”

“ વિનંતી વળી શું ? ”

" મને અહિં રહેવા દો. "

" વાહ ડાહી? તને અહીં રહેવા દઉ? હુંએ સાંજને છેડે શેર અન્ન ખાઉં છું, મનેએ અક્કલ છે. તને અહીં રાખું એટલે મારો રમાકાન્ત તારો બને એમ ને? "

" ના, ના? મને તમારી દાસી તરીકે, ઘરની મજૂરણ તરીકે એંઠાં વાસણ માંજવા રાખો. હું તમારી અને તમારા રમાકાન્તની સેવા કરીશ. મારા રમાકાન્તનાં માત્ર દર્શન કરી કૃતાર્થ થઇશ. "

" રાધિકા, હવે તું અહીંથી ચાલી જા. વધુ વાત કરીશ તો લાતો મારી અહીંથી કાઢી મૂકીશ. તારું ચાલે તો રમાકાન્તને તારો કરી લેજે. અહીં તને ફરી આવવાએ નહિ દઉં. "

રમાકાન્ત મૂંગો રહ્યો. તેનેએ રાધિકાનું અપમાન સાલ્યું તો ખરું પણ એ પરવશ હતો. ઉષાના જાજવલ્યમાન સ્વભાવે એને બાયલો બનાવ્યો હતો. રાધિકાની આંખમાં આંસુ આવ્યાં.

" બ્હેન દયા કર, તુંએ સ્ત્રી છે. સ્ત્રીનું હૃદય તારી પાસે છે. મારા જેવી તારી દશા હોય તો તું શું કરે? "

" તારી એ વાતો રહેવા દે અને ચાલી જા. સુજાનસિંહ? " સુજાનસિંહ એક સિપાઇ હતો અને તે દરવાજે ચોકી ભરતો. બૂમ સાંભળી તે હાજર થયો. સિંહસમી ત્રાડ મારી ઉષા તેના પર ઉછળી.

" આને શા માટે આવવા દીધી. કોને પૂછી એ અંદર દાખલ થઇ? "

" બાઇ સાહેબ. "

"હું કાંઇ સાંભળવા માગતી નથી. એને હાથ પકડી બહાર કાઢો."

સુજાનસિંહ રાધિકા પાસે ગયો......રાધિકાએ તેને અટકાવ્યો. રાધિકાએ દયાભરી એક નજર રમાકાન્ત પર નાખી. રમાકાન્તે નજર નીચી ઢાળી પોતાની નિર્બળતા વ્યક્ત કરી.

"ભાઇ, મારો હાથ ન પકડશો. હું જાઉં છું."

અને એમ બોલતી રમાકાન્ત તરફ જોતી રોતી રાધિકા ત્યાંથી ચાલી ગઇ. જતી રાધિકાને ઉષા જોઇ રહી.

રામદત્ત પણ રાધિકાને ફસાવવાનો લાગ શોધતો હતો. રાધિકા હવે ઉલ્લાસમાં જણાતી નો'તી. તેના અંતરનો આનંદ વિષાદના રૂપમાં પલટાઈ ગયો હતો. રમાકાન્ત દિનપ્રતિદિન તેના તરફ બેદરકાર જણાતો. સુધા હવે રાધિકાને આશ્વાસન દેવા અવરજવર કરતી. અને એ બન્ને અવાર નવાર સાંજને છેડે એ ગામને પાદરે આવેલા શિવાલય તરફ જતાં. આજે પણ સુધા આવી. રાધિકાએ બહાર નીકળવાની આનાકાની કરી.

"કયા સુખે સહેલ કરીએ સુધા?"

"કેમ? દુ:ખે શું પડયું? એ તો આપોઆપ ઠેકાણે આવશે."

"નહીં આવે સુધા, રમાકાન્ત હાથથી ગયો."

"કેમ અહીં નથી આવતો?..."

"ના, આઠ અડવાડિયાંથી એણે જુદું ઘર માંડયું છે. નોકર, ચાકર, રસોઇયો...સાહેબની ઢબે રહે છે..."

"તું ત્યાં નો'તી ગઈ?......"

"ગઈ હતી. એ મળ્યા પણ અપમાન સાંભળી પાછી આવી, સુધા એ તલમાં તેલ નથી. એ ઉષાને અધીન છે."

"તો થોભવું હતું. રહેવું હતું. આવતી શા માટે રહી?"

"શા માટે! હવે તો……"

રાધિકા અટકી ગઇ, એની આંખોમાં પાણી હતાં. સુધાને વિચાર આવ્યો……

કેમ રાધિકા એમ રોતીસૂરત કાંઈ કામ લાગે? પુરુષને ઠેકાણે ન લાવે એ સ્ત્રી શા કામની? સ્ત્રી શકિતનોએ પરચો બતાવીશું ત્યારે જ એને સમજાશે."

"હું નકામી જ છું સુધા, મારાથી કશુંએ થાય એમ નથી, પેલી ઉષાએ મારો આખો જ સંસાર ખારો કર્યો. એ હવે ઉષાને વશ બન્યા છે. ઉષા સાથે એણે લગ્ન કર્યાં……"

"તું જીવતાં, એક પર બીજી! વાહ રમાકાન્ત વાહ! કયાં ગયું તારૂં શિક્ષણ?"

"સમજાયું. ચિંતા નહી સુધા, હું એ બેઉને ઠેકાણે લાવીશ."

"ચાલ ફરવા નીકળવું નથી?"

"સુધા રહેવા દે……"

"ના ના, એમ નાહિંમત શાને બને છે?"

અને સુધા રાધિકા સાથે મોટરમાં જ બહાર ફરવા નીકળી.

રામદત્ત એ ઉભયને ઘણીવાર શિવાલય પર આવતાં ભાળી ગયો હતો અને તેથી એ પણ પોતાના એકાદ બે મિત્રો સાથે એ જ

સ્થળે સાંજરે છુપાઇ રહેતો હતો. આજે પણ રામદત્ત પોતાની મોટર દૂર રાખી પોતાના મિત્રોને બાજુમાં છુપાવી રાખાં શિવાલયના ઓટલા પર બેઠો હતો.

રાધિકાની મોટર આવી. સુધા સાથે રાધિકા ઊતરી અને શંકરનાં દર્શન કરવા પગથિયાં ચઢી. રામદત્તના મિત્રોમાંથી એકે તેની મોટર આગળ જઇ કંઇક અડપલું કર્યું અને પૈંડાની હવા કાઢી નાખી. શૉફરે તેની સાથે બાથંબાથ કરી ત્યાં તો બીજાએ આવી બીજું અડપલું કર્યું અને એકાદ બે તારો તોડી નાખ્યા. આમ રાધિકાની મોટરને નુકશાન કરી બન્ને જણ હસતા બાજુમાં ઊભા રહ્યા, શૉફર પણ ધીમે ધીમે મેથીપાકની અસરથી જરા મોકળો થઇ શરીર દબાવતો મોટરમાં આવી બેઠો.

શિવનાં દર્શન કરી બહાર આવતી રાધિકાની પાછળ પાછળ રામદત્ત ચાલતો હતો. મોટર આગળ આવતાં જ શૉફરે તેને બધાય સમાચાર કહ્યા. રાધિકા નિરાશ થઇ.

"ત્યારે મોટર નહીં ચાલે ?"

"ચાલશે પણ તૈયાર કરતાં રાત પડશે."

"ત્યારે ?"

"તમે જાવ હું મોટર તૈયાર કરી લઇને આવીશ..."

રાધિકાનું મોં ઊતરી ગયું. સુધાએ તેને ઉત્સાહ પ્રેર્યો.

"ચાલી જશું રાધિકા ક્યાં દૂર છે ?"

અને રાધિકા ચાલવાની તૈયારી કરતી હતી, શૉફરને તેણે સૂચના આપી. રામદત્ત પાછળ જ ઊભો હતો.

" મારી મોટરમાં આવશો ? હું તમને ઘેર પહોંચતાં કરીશ.

" કાંઈ નહી રામદત્તભાઈ અમે ચાલી જઇશું. "

" પણ શા માટે છતી મોટરે ચાલવું ? મને કાંઇ ભાર નહિ લાગે. અને આમ જુદાઈ શા માટે ગણો છો ? "

" ના, ના, જુદાઇ જેવું તો કશું જ નથી: "

" તો પછી ચાલો. "

અને રામદત્ત આગળ ચાલતો હતો. રાધિકા અને સુધા તેની પાછળ ચાલતાં હતાં. રાધિકાને જરા શંકા આવી. તેના પગ ધીમા પડતા હતા. પણ સુધા સાથે હતી. બન્ને જણ રામદત્તની મોટરમાં બેઠાં. મોટર રામદત્ત જ હાંકતો હતો. ચાલતી મોટરે તેના બે સાથીઓ મોટરના પાછલા ભાગમાં લપાઇ ગયા. મોટર પૂરપાટ ચાલતી હતી.

શહેરમાં જવાને બદલે મોટર બીજી દિશામાં વળી અને રાધિકાને વિચાર આવ્યો. સુધા પણ જરા અસ્વસ્થ જણાઈ.

" રામદત્તભાઇ, ક્યાં લઈ જાવ છો ? "

" ઘેર...... "

" પણ આ તો શહેરનો રસ્તો નથી કોઈ જંગલ જણાય છે. "

" હાં ત્યાં જ મકાન છે. "

" એટલે ? "

રામદત્ત ખડખડાટ હસ્યો, મોટર જરા ધીમી પડી અને પાછળ લપાયલા બંને મિત્રો પણ નીચે ઊતરી રામદત્ત પાસે આવ્યા. મોટર ચાલી જતી હતી.

રાધિકા અને સુધા આત્મરક્ષણુ અર્થે ફાંફાં મારતાં હતાં. ઘડીકમાં બાજુમાં ઊભેલા માણસોને ધક્કો મારી મોટરમાંથી કૂદી પડવાના, ઘડીકમાં રામદત્તને ધક્કો મારી ગબડાવી પાડવાના એમ અનેકવિધ વિચારો એ બન્નેના મનમાંથી ચાલ્યા જતા હતા, તોએ આખરે સ્રી: જાત, જીવનમાં આ પ્રસંગ પણ પહેલવહેલો જ એટલે શું કરવું એ કાંઇ સમજાયું નહિં. જેટલી ઝડપે એના મનમાં વિચારતરંગો દોડતા હતા. તેટલી જ બલકે તેથીએ વધુ ઝડપે મોટર ચાલી જતી હતી અને આખરે એ મોટર એક જૂના જેવા જણાતા મકાન આગળ ઊભી રહી. રામદત્તના મિત્રો ઊતર્યા અને તેણે રાધિકા અને સુધાનો હાથ પકડયો.

"છોડી દે, હરામી હાથ શાને પકડે છે?"

"હશે એ શેખી રહેવા દો અહીં તમારો કોણ બેલી છે!"

રાધિકા અને સુધા હાથ છોડાવવા મહેનત કરતાં અને રામદત્તના મિત્રોએ મજબૂતરીતે પકડેલા હાથ કેમે છૂટતા નહિં. આખરે રામદત્ત તેમની વહારે ધાયો.

"હવે તમે અહીંથી નાસી જવાની જેટલી તજવીજ કરશો એટલી નકામી છે. માન આબરૂની જરૂર હોય તો મારી સાથે ચાલો."

સ્રીજાત, એકાંત, અજાણી જગ્યા અને નિરાધાર સ્થિતિ: ક્યાં જવું એ પણ સમજાય નહિં, મદદની આશા પણ નહોતી. અરણ્ય જેવું જણાતું. એ સંજોગમાં એ ઉભય યુવતીઓને કાંઈ પણ સૂઝતું નહિં. આખરે જાણે નિશ્ચય કરી લીધો હોય એમ સુધાએ રાધિકાને સંબોધી.

" ચાલ રાધિકા જોઈએ છીએ શું થાય છે...... "

અને બન્ને જણાં રામદત્તની પાછળ ચાલ્યાં. રામદત્તે પોતાના મિત્રોને બહાર જ બેસવાનું કહ્યું અને ત્રણે જણ અંદર ગયાં.

બહારથી ખંડિયેર જેવો જણાતો એ આવાસ રામદત્તનું ગુપ્ત નિવાસસ્થાન હતું. અહીં રામદત્ત બાપના પૈસાની હોળી કરતો. પરાઈ સ્ત્રીઓ સાથે જારકર્મ કરતો, દારૂ, રંડીબાજી, જુગાર રમાતાં અને મુરખ મિત્રો ભેગા મળી શરાબના નશામાં ગાળાગાળી તોફાન મસ્તી કરી છૂટા પડતા. અહીં જ અનેક સ્ત્રીઓના શિયળ ખંડિત થતાં હતાં. અહીં જ અનેક કુમારિકાઓના કૌમાર્યવ્રતનો ભંગ થયો હતો. અહીં જ અનેક વેશ્યાઓએ રામદત્તને આનંદ આપી તેનાં નાણાં લૂટ્યાં હતાં. આજ સુધી તો રામદત્ત જે જે રાફડામાં હાથ ઘાલ્યો ત્યાંથી ઊંદરો જ મળ્યા હતા એટલે તેને કોઈ ડંખ દઈ શકયું નહિં. આજે એણે ફણીધરના રાફડામાં હાથ ઘાલ્યો હતો. રાધિકા અને સુધા એ બે અનોખી સ્ત્રીઓ હતી. એમને એમના શિયળની કિંમત હતી. અન્યથી આમ ગાંજી જાય એવી એ નહોતી. રાધિકા કરતાંએ સુધા વધારે જાજવલ્યમાન હતી.

ત્રણે વ્યક્તિઓ ઓરડામાં ગઈ. એ શણગારેલા ઓરડામાં આરામના બધાં ય સાધનો હતાં. સુધા ઘડીક ખંચકાઈ પણ સમય-સૂચકતા વાપરી, પ્રવેશ કરતાં જ રાધિકાનો હાથ દાબ્યો. આંખોવતી જેટલું કહેવાય એટલું કહ્યું અને બન્નેના મુખ ઉપર કૃત્રિમ હાસ્ય તરતું જણાયું. રામદત્તે પાછા વળી જોયું. એ હાસ્ય તેણે ઝીલ્યું અને સાથે જ ઉન્માદક આંખો જોઇ, રામદત્તની ખાતરી થઇ. ઊભય સુંદરીઓને વશ કરવાને કાંઇ તકલીફ નહિં પડે એમ તેણેએ આંખ અને મોં પરના હાસ્યથી કલ્પી લીધું. એના પણ હોઠ મરકયા. એ

પણ હસ્યો. એની આંખ પણ આનંદે નાચી રહી. સુધા અને રાધિકા ઓરડાની ચારે બાજુએ જોઇ રહ્યાં.

" અહીં ગમશે ને ? "

રામદત્તે પ્રવેશ કરતાં જ પ્રશ્ન કર્યો.

" શા માટે નહિં ગમે ? મારા ઘરની લાકડાની ખુરશી ક્યાં અને આ સુંદર સોફા ક્યાં; મારા ગરીબનો ખાટલો ક્યાં અને આ પલંગ ક્યાં. રામદત્ત ઓરડો તો સારો સજાવ્યો છે હોં ? "

" તમારા જેવાંઓને અહીં લાવવાં હોય એટલે સુંદરતા જ રાખવી પડે ને ? સુંદરતામાં જ સુંદરતા મળી શકે ને ? બેસો ને ?"

અને રાધિકા અને સુધા ભેળાં જ એક સોફા પર બેઠાં. રામદત્ત તેમની નજીકમાં જ બેઠો હોત પણ સોફા પર એ સમાઈ શકે એમ નહોતું એટલે તે સામો બેઠો.

" અરે ત્યાં ક્યાં ? અહીં આવોને રામદત્ત ? "

કહી સુધાએ રામદત્ત માટે પોતાની નજીક જગ્યા કરતાં આગ્રહ કર્યો.

" ના, ના, અહીં જ ઠીક છે, તમને તકલીફ થશે. "

કહી રામદત્તે વિવેક બતાવ્યો અને પોતાની બેઠક ઉપરથી જ વાતે વળગ્યો.

" રામદત્ત અમને અહીં લાવવામાં શો આશય છે ? "

" મારે એ કહેવું પડશે ? તમારી આંખો એ સમજી ગઇ છે. અંતર મને ઓળખી ગયું છે. તમારું મોં એની સાક્ષી પૂરે છે. "

" પણ આમ તો લોકમાં જાણ થઈ જાય. "

" ત્યારે આપણો આ સંબંધ થાય પણ શી રીતે ? "

" ભલા આદમી. કાગળ લખી અવારનવાર ઘેર મળવા આવીએ, પરિચય કરીએ તો બધું ય થાય અને કોઈ જાણેએ નહિ. "

" તમારી વાત સાચી જ છે, પણ હું જરા ગુસ્સામાં એ માર્ગ ભૂલ્યો. "

" ગુસ્સો શાનો ? "

" આ રાધિકા, મારે માટે સરજાયેલી તેને પેલો ભિખારી રમાકાન્ત લઇ ગયો, એ મારા મનમાં રાત–દિવસ ખૂંચતું હતું એટલે આજે લાગ આવ્યો. "

" ભૂલ કરી. રમાકાન્ત ભલે રાધિકાને પરણ્યો પણ એનાં બેઉનાં મન તો જુદાં જ છે. તમારો અર્થ સરળતાથી સમજાય પણ આ તો ઠીક ન કર્યું. "

" પણ હવે શું થાય ? "

" હજી મોડું નથી થયું. તું ધારે તો બધું અનુકૂળ બની શકે ? "

" કેવી રીતે ? "

" આજે તું અમને મૂકી આવ. અમે કહીશું કે મંદિરે એક મહાત્મા આવ્યા હતા તેનું વ્યાખ્યાન સાંભળતાં મોડું થયું. કાલે મારે ઘેર સાંજે પાંચેક વાગે આવજે. રાધિકા પણ ત્યાં જ હશે અને પછી......... "

"ખરેખર યુક્તિ સૂઝાડી. જરા પણ વહેમ આવ્યા વિના બધાયનું કામ થઇ જશે."

"જરૂર કામ થઇ જશે. રામદત્ત જલ્દી કર."

સુધાના આ સ્ત્રીચરિત્રના પ્રથમ દાવમાં જ રામદત્ત ફસાયો. તેને ખાત્રી થઇ કે સુધા અને રાધિકા જેવી સુંદરીઓ તેને જરૂર ચાહે છે. સુધાના હસતા મોંમાંથી નીકળતા શબ્દોમાં એ લટ્ટુ બન્યો. સુધા જેવી સ્ત્રીને વિના મહેનતે વશ કરવાના વિજયનો આનંદ એ અનુભવવા લાગ્યો.

ત્રણે જણાં ઊઠયાં. આગળ રામદત્ત અને પાછળ સુધા અને રાધિકા આવતાં હતાં. સુધાએ રાધિકાનો હાથ દાબ્યો. તેના મોં પર રામદત્ત જેવા બેવકૂફને બનાવી જરા પણ લાંછન લગાડયા વિના સહીસલામત પાર ઊતરવાનો વિજય ફરકી રહ્યો હતો. ત્રણે જણાં મોટરમાં બેઠાં.

*　　　*　　　*

મધુસુદન રાધિકાની ચિંતા કરતો હતો. રમાકાન્તનું તેના તરફનું બેદરકારીભર્યું વર્તન મધુસુદનની જાણ બહાર નહોતું. રાધિકા સુધા સાથે અવારનવાર બહાર જતી પણ સંધ્યાકાળે ઘેર આવતી રહેતી. આજે રાધિકા આવી નહિ. એનું મન ચગડોળે ચઢયું. એ સુધાને ત્યાં ગયો. દિનેશ પણ સુધાની રાહ જોતો હતો. મધુસુદન શેઠને જોઇ તે આવકાર આપવા ઊભો થયો. દિનેશને જોતાં જ મધુસુદન શેઠે દિનેશને સંબોધ્યો.

"રાધિકા અહીં નથી? સુધા કયાં છે?"

" ના, સુધા પણ નથી. "

" રમાકાન્તને ત્યાં તો ન હોય ? "

" મેં તપાસ કરી નથી. ત્યાં તપાસ કરવું નિર્થક છે ત્યાં એ ન હોય. "

" ત્યારે ? "

બન્ને મૂંગા રહ્યા. બંનેના મોં પર શોકની છાયા છવાઈ રહી. કયાં તપાસ કરવી, શું કરવું એ કશું જ સૂઝતું નહોતું. બન્ને એક-બીજા સામું જોતા હતા. મધુસુદનની આંખમાં ઝળહળિયાં આવ્યાં.

" દિનેશ, રાધિકાએ આત્મહત્યા તો ન કરી હોય ? "

" ના, ના. મધુસુદન શેઠ, સુધા સાથે હશે તો એવો અનર્થ ન જ થવા દે. "

અને એમ બન્ને જણા વાતો કરતા હતા ત્યાં મોટરનું ભૂંગળું વાગ્યું અને મોટર બારણા આગળ ઊભી. રાધિકા અને સુધા નીચે ઊતર્યાં. મધુસુદન અને દિનેશ ભૂંગળાનો અવાજ સાંભળી એકદમ બહાર આવ્યા. રાધિકા અને સુધાને ઓટલો ચઢતાં જોયાં અને મોટરમાં રામદત્તને જોયો. દિનેશને સહજ વિચાર આવ્યો......

" રામદત્તની મોટર ? "

" હા, રામદત્ત અમને અહીં સુધી મૂકવા આવ્યો...... "

અને એમ બોલતી બોલતી સુધા ઓટલો ચઢી. રાધિકા પણ તેની પાછળ જ હતી. મધુસુદન રાધિકાને મળ્યા. "

" બેટા, આટલી મોડી રાત સુધી...... "

"પિતાજી જેમતેમ છૂટ્યાં."

"હેં! શું થયું?"

અને ત્રણે જણાં મકાનમાં ગયાં. સુધાએ સવિસ્તાર હકીકત કહી. દિનેશનું મુખ ક્રોધે રાતું થયું. સુધા એ પામી ગઈ......

"કાંઈ નહિ. કાલે એ અહીં આવશે. હું એની ભેગી જઈશ." તમે પાછળથી પોલીસના ભેળા આવજો એટલે બધું થઇ રહેશે."

રામદત્તને ફસાવવા માટે દિનેશે બરોબર જાળ ગોઠવી હતી. સુધાએ આપેલી સૂચના પ્રમાણે રામદત્તના ગુપ્તનિવાસ પર દિનેશ જઇ જોઇ આવ્યો હતો અને ફોજદાર સાહેબની મદદથી પોલીસની મદદ મેળવી દિનેશ ત્યાં વખતસર જઇ સંતાયો હતો.

સુધા પણ શણગાર સજી સમય થતાં રામદત્તની રાહ જોતી બેઠી હતી. રામદત્તની મોટર આવતાં જ સુધા આનાકાની કર્યા વિના તેમાં બેઠી. રામદત્તે રાધિકાની તપાસ કરી પણ સુધાએ તેને સમજાવ્યો. અને રામદત્ત સુધાનું કહેલું સાચું માની મોટર હંકારી પોતાના ગુપ્તસ્થાનમાં જઈ પહોંચ્યાં.

આગળથી કહેલા સંકેત મુજબ અંદર પ્રવેશ કરતાં જ સુધાએ એક કારમી પણ બનાવટી ચીસ પાડી અને દિનેશ પોલીસના જૂથ સાથે એ બાજુ ધસી આવ્યો. રામદત્ત સુધાની ચીસ સાંભળી બેબાકળો બની ગયો અને તે સ્થિતિમાંથી એ સાવધ થાય તે પહેલાં તો તેણે યમદુતસમા કાળી ડગલીવાળા સિપાઈઓને સંગીન ભરી બંદુક સાથે સામે ઊભેલા જોયા અને એ સૌને મોખરે વિકરાળ બનેલું યમના જેવું ભયંકર સ્વરૂપ ધારણ કરી દિનેશને ઊભેલો જોયો. રામદત્ત ગભરાયો. થર થર ધ્રૂજયો. એને શરીરે પ્રસ્વેદના ઝરા

વછૂટયાં. એની આંખે અંધારાં આવ્યાં અને જો પોલીસના સિપાઇએ એને આધાર ન આપ્યો હોત તો એ ધરણી પર ઢળી એ પડત.

થયું. સુધાની યુક્તિ સફળ થઇ. દિનેશ સુધાને સાબાશી આપતો રામદત્તની મોટરમાં જ ચાલ્યો ગયો. પોલીસના માણુસો પણ જે મોટરમાં આવ્યાં હતાં તેમાં જ રામદત્તને મુસ્કેટાટ બનાવી બેસાડી ચાલ્યા ગયા.

જતાં જતાં મોટરમાં જ સુધાને દિનેશે અભિનંદન આપ્યાં.

" સુધા, તું પણ એક બાહોશ છૂપી પોલીસનું કામ કરી શકે ખરી ? "

" કેમ ? તમને એ હું એવી જણાઇ ? ખુશામત કરો છો ? "

" ના. ના સુધા, રામદત્તને ગિરફતાર કરાવવામાં તારી વાતોથી જ વખાણુને પાત્ર છે. તારી પવિત્રતા જાળવી રાખી સમાજને હાની-કારક આવા એક બદમાશને આમ પકડવો સહજ વાત નથી. "

" હશે, કોકદી તમે એ પકડાઈ જશો. રહેવા દો હવે......"

અને સુધા અને દિનેશ પોતાને ઘેર ગયાં.

રામદત્તની ગિરફતારીની વાત વાયુવેગે શહેરમાં પ્રસરી ગઈ. રમાકાન્તે પણ જાણ્યું અને વિશ્વામિત્રે પણ જાણ્યું. મધુસુદન શેઠને પણ આ વાતની જાણુ થઈ અને તુરત રાધિકાને તેણે બોલાવી.

" રાધિકા, રામદત્ત ગીરફતાર થયો. આવા હરામીના હાથમાંથી તું સહીસલામત બચી એ ઇશ્વરનો પાડ. "

" કાંઈ નહિ પિતાજી જેને રામ રાખે તેને કોણુ ચાખે ? " પાપીના પાપનો ઘડો ભરાયો એટલે ફૂટયો. એમાં શું કહેવાનું !

રામદત્ત હવે વગર ભાડાની કોટડીમાં આરામ કરતો હતો. વિશ્વામિત્ર શેઠની દોડધામનો પાર રહ્યો નહી. તેને પુત્રને બચાવવાનો હતો. પોતાની આબરૂ સાચવવાની હતી અને એ બન્ને સાચવવા તે લક્ષ્મીનો ગમે તેટલો વ્યય કરવાને તૈયાર હતા. નવટાંકનું નાક રાખવાને એ હજારો રૂપિયા વેડફી દેવાને તૈયાર હતા. રામદત્ત દિનેશને હાથ સપડાયો જાણી વિશ્વામિત્ર શેઠ ચાલીને દિનેશને મળવા આવ્યા.

દિનેશ સુધા સાથે બેઠો હતો. પ્રેમદંપતી ચહા પીતું હતું. બહારથી અવાજ આવ્યો.

" દિનેશભાઈ અંદર છે કે ? "

દિનેશે અવાજ પારખ્યો. સુધા અને દિનેશ પરસ્પર સામું જોયું બન્નેએ સ્મિત કર્યું.

" કોણ વિશ્વામિત્ર શેઠ ? પધારો, પધારો. "

એમ બોલતો દિનેશ બારણા આગળ આવ્યો અને હાથ વતી વિશ્વામિત્ર શેઠને અંદર લઈ જતાં " પધારો, આજ તો આપનાં પગલાં થયાં. આપે શા સારુ તસ્દી લીધી. મને બોલાવ્યો હોત તો હું ન આવત ? "

" મને જ એમ થયું કે લાવ જરા દિનેશભાઇને મળતો આવું. ઘણા દિવસથી મળાયું નથી તે મળાશે અને વાતે થશે ? "

" સારું થયું, પધાર્યા આપની કૃપા થઈ. અરે સુધા જરા ચહા બનાવી મોકલજો. "

" ના ના, ચાનું શું કામ છે ? "

"અરે આપ મારે આંગણે ક્યાંથી? હમણાં થઇ જશે. પણ એ તો કહો આપને અહીં સુધી તસ્દી કેમ લેવી પડી?"

"હું એજ કહેવા આવ્યો છું. દિનેશ તારી મદદની મને જરૂર છે."

"મારી મદદ? મારા જેવો એક નાનો સરખો નોકર. આપને આપના જેવા લક્ષ્મીનંદનને હું શું મદદ કરી શકું?"

"એ રહેવા દે દિનેશ, જો–મારી આબરૂ બજારમાં કોડીની થવા બેઠી છે. મારા પૈસા તો ઠીક પણ સાત્ત પેઢીની કીર્તિને કાળાશ લાગવા બેઠી છે. પેલો કુલાંગાર......રામદત્ત......મારું મોત આણવા બેઠો છે."

"પણ એવું શું છે?"

"તેંજ બધું કર્યું છે અને મને શા માટે પૂછે છે? હવે અકીક્ષા ઘોડી પીછે જ ચારો?"

"અરે રામદત્તની વાત? હા! હા? એમાં તો હું શું કરી શકું? આપ જ વિચાર કરોને. એક સ્ત્રીની લાજ મર્યાદા અને શિયળ તેને કેટલું વ્હાલું હોય? સુધાને એણે છેડી હશે એટલે સુધાએ જ આ બધું તોફાન મચાવી મૂક્યું છે. એ એને કહ્યું એ ખરું કે તવંગરની સાથે આપણા જેવાથી ન થવાય. હશે રામદત્ત મોટાનો દીકરો. આપણે ગરીબ. છેડતી કરે તો સાંખી લેવું અને મૂંગા રહેવું. પણ એ શાની માને?"

"પણ હવે એનો રસ્તો શું?"

"ન્યાયના કામમાં તો મારાથી કેમ હાથ ઘલાય?"

"પણ સુધાની જુબાની ઉપર જ મારા કેસનો આધાર છે. જો સુધા......"

"સુધા જુઠું બોલે એમ જ આપનું કહેવું છે ને ?"

"હા સુધા માત્ર એટલું જ કહે કે રામદત્તે મારી લાજ લેવાના ઈરાદાથી મારા પર હુમલો કર્યો જ નથી. અરે મારા પર એણે હુમલો જ નથી કર્યો એટલું સુધા કહે તો રામદત્ત નિર્દોષ ઠરે ?"

"પણ સુધા એમ કહે એ હું માનતો નથી. વળી કદાચ સુધા તમારી આબરૂને ખાતર જુઠું બોલે તો સુધા ઉપર પોલીસ કેસ કરે. ખોટી ખબર આપ્યા બદલ સુધાને સજા પણ થાય અને રામદત્તને બચાવવા જતાં હું તો બાયડી વિનાનો થઈ બેસું. "

"પણ તું સુધાને પૂછ તો ખરો ?"

"હું શું પુછું ? તમે જ પૂછોને મારા ઘરમાં બોઝલ નથી. અહીં પરાયા પુરુષ સાથે વાત કરવાને સુધાને અટકાવ કર્યો નથી."

એ વાત ચાલતી હતી ત્યારે એક કાચના પ્યાલામાં ચહા લઈ સુધા અંદરથી આવી અને તેણે વિશ્વામિત્ર શેઠ આગળ ચાહનો પ્યાલો મૂકયો.

"અર્ર્ર્ આ તો કાચનો પ્યાલો છે. હું એમાં ચહા પીઉં ?"

"હવે રહેવા દો વિશ્વામિત્ર શેઠ તમે કેટલા ધાર્મિક છો તે જાણ્યું. પીઓને ?"

"પીઉં, સુધા પણ એક શરતે."

"શરત એકે હું તમારા છોકરાને છોડવવા જુઠું બોલું ! તમારા છોકરા જેવા પારકી વહુ દીકરીની લાજ લૂંટનાર

લફંગાઓને તો જન્મટીપ જ થવી જોઈએ. એ તો મારો પરમેશ્વર પાધરો એટલે હું બચ્યા નહિ તો મારી તો લાજ એણે લૂંટી જ હોત અને સાથે બિચારી રાધિકા પણ બેઆબરૂ થઈ હોત, તમે મને કશું જ કહેશો નહિ, તમે તવંગર તમારા ઘરના, અમે ગરીબ અમારા ગરીબીમાં રાજ. પણ તમારા જેવાં પાપ કર્મ નહી કરીએ. ટાંટિયાં ચાંપી ભૂખ્યા સુઇ રહીશું. પણ તમારા દીકરા જેવું નહી કરીએ. અમને એ અમારું શિયળ વ્હાલું છે. અમારીએ આબરૂ છે."

"સુધા એકના એક પુત્રનો બાપ તને વિનવે છે. પિતાનું હૃદય પારખવાની તારામાં શક્તિ હોય તો મારું હૃદય વાંચી લે..."

"એ તમારી ફીલસુફી રહેવા દો. સુધા તમારી આજીજીથી પીગળે એમ નથી–બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા. તમારે તમારી અપકીર્તિ થતી અટકાવવી છે. અગર રામદત્તને સુધારવાની જ તમારી ઇચ્છા હોવાથી."

"જવા દો એને જેલમાં. પગમાં બેડીઓ પડશે, મણ મણના હથોડા લઈ પથ્થર ફોડતાં બાવડાં દુખશે, રાખ અને રોટલો ખાશે, ભાજીનું પાણી પીશે ત્યારે એને સમજાશે કે પારકી સ્ત્રીની લાજ લૂંટવાની કિંમત શું આપવી પડે છે. બાપ જો એ તને સુધારવા માગતા હોય તો આમ મદદે ન ચઢવું સમજ્યા."

"સુધા, તું કહે એટલા રૂપિયા......"

"શું કહ્યું ? સુધાને તમારાં નાણાંથી આંજવા માગો છો ? વિશ્વામિત્ર શેઠ તમારી ઉંમર તરફ મને માન છે. એ પૈસો તમારી ત્રીજોરીમાં રહેવા દો. બીજાને આપજો. સુધાને તમારી લક્ષ્મી ન ખપે. પાપ કર્મની ભેગી કરેલી ગરીબોને રિબાવી રિબાવી લૂંટી

ભેગી કરેલી તમારી એ સંપત્તિ તમને મુબારક હો. સુધા જાર બાજરીના રોટલાએ દિ' કાઢશે. તેને કંસારની હોંસ નથી."

સુધા ઉશ્કેરાઈ હતી. દિનેશ એ વાત સાંભળતો હતો. તેણે હસતાં હસતાં સુધાને જરા છેડી.

"સુધા લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે કપાળ ધોવા શીદ જાય છે?"

"તમે એ ચળ્યા કે? બાયડીની લાજ લુંટાય અને ભાયડો રાજી થાય વાહ?" અને સુધાએ દિનેશના મુખ પર હાસ્ય જોયું. તે સમજી શકી અને વિશ્વામિત્ર શેઠને વિદાય આપતાં.

"વિશ્વામિત્ર શેઠ ફરીને આમ માંગણી કરવા સુધા પાસે ન આવશો."

"તમારી લક્ષ્મી જેને જોઈતી હોય ત્યાં જાય."

કહી સુધા ઠસ્સામાં જ અંદર ચાલી ગઈ.

"જોયુંને વિશ્વામિત્ર શેઠ સુધા મારું કહ્યું એ માનતી નથી."

"પણ હવે શો ઇલાજ......"

"ઇલાજ તો એક છે."

"શું? રમાકાન્તને મળું?"

"ના, રમાકાન્ત કરતાં એમનાં પત્નીને મળો એ ઠીક છે."

"પણ રાધિકા તો સુધાની જ સખી ને! એ કાંઇ ઓછી ઊતરે?"

"ના, ના. રમાકાન્તે તો જીવતી પર બીજું લગ્ન કર્યું છે. પેલી ઉષા સાથે ઘર માંડ્યું છે. એ ઉષાને વશ બન્યો છે. ઉષા ધારશે તો તમારું કામ થશે."

વિશ્વામિત્ર શેઠના અંતરમાં વ્યાપી રહેલા નિરાશાના અંધકારમાં એક આશાનું કિરણ પ્રકાશ્યું. થોડી ચા પીધી અને વિશ્વામિત્ર શેઠે રજા લીધી.

" ભાઈ પણ આ બુઢ્ઢા તરફ રહેમ રાખજો. "

" કાંઈ નહીં. "

\+ \+ \+

" ઉષા આ રૂપિયા કેવા ? "

રમાકાન્ત હાથમોં સાફ કરી આયના આગળ ઊભો ઊભો વાળ ઓળતો હતો ત્યારે ટેબલ પર પડેલી નોટની થોકડીના આયનામાં પડેલાં પ્રતિબિંબ તરફ તેની નજરે પડતાં તે જોઈ તેને આશ્ચર્ય થયું. ઉષા અંદર હોઈ તેણે તેને આશ્ચર્યમાં જ બૂમ પાડી. ઉષા ઉતાવળી હાથમાં ટુવાલ સાથે મોં લૂછતી ચાલી અને રમાકાન્ત સામું જોઈ હસવા લાગી. રમાકાન્તને શક ગયો. તેની આંખો ઉષા સામું તાકી રહી.

" આ રૂપિયા કેવા ? "

તેના અવાજમાં કઠોરતા હતી. મોં પર કાંઈક ક્રોધનાં ચિન્હ હતાં.

" રૂપિયા જોઈ આપ આકળા કેમ બન્યા ? "

" પણ એ આપ્યા ક્યાંથી ? "

" એ તો વિશ્વામિત્ર શેઠ આપી ગયા. "

" વિશ્વામિત્ર શા માટે ? ક્યારે આવ્યો હતો ? "

રમાકાન્ત મુલકી અધિકારી હોવા ઉપરાંત પ્રથમ વર્ગના

મેજીસ્ટ્રેટનો હોદ્દો પણ ભોગવતો હતો. રામદત્તનો કેસ એના હાથમાં હતો. દિનેશે બતાવેલી યુક્તિ પ્રમાણે વિશ્વામિત્ર રમાકાન્તની ગેર-હાજરીમાં ઉષાને મળવા ગયો. ઉષાએ તેને આવકાર આપ્યો.

"આજે તમે કાંઇ ભૂલા પડયા."

"શું કરું આ છોકરો કુલાંગાર પાકયો છે એટલે."

"શું થયું?"

અને વિશ્વામિત્ર શેઠે ઉષાને બધી હકીકતથી વાકેફ કરી?

"ઘણું જ ખરાબ કહેવાય. આમ પારકાં વહુ દીકરીની લાજ લૂંટાય."

"પણ થયું તે ન થયું થવાનું છે? હવે તો કોઇ રસ્તે મારી અને છોકરાની આબરૂ જળવાય એટલે ગંગા ન્હાયા."

"પણ હું શું કરી શકું?"

"રમાકાન્તને ભલામણ......"

"એમના કામમાં મારાથી કશું જ ન બોલાય. તમે એમને ઓળખો છો? એ તો ફાડી ખાય......"

અને વિશ્વામિત્ર શેઠે ધીમેથી નોટોનો થોકડો ગજવામાંથી કાઢી ટેબલ પર મૂકયો? ઉષાની નજર તે તરફ ગઈ.

"એ અહીં શા માટે મૂકી? તમે લઈ જાવ. તમારું કશું જ વળશે નહિ."

"ઉષા, કાંઇ નહીં. મારું કામ થશે તો હું એ ઉપકાર નહીં ભૂલું આ તો કાંઇ જ નથી. એથીએ વધુ......"

"વિશ્વામિત્ર શેઠ, હું તમને એ વાતમાં કોઈ રીતે મદદ કરી શકું એમ નથી."

"જો થાય તો મારું નસીબ......"

એમ કહી વિશ્વામિત્ર શેઠ ચાલ્યા ગયા. ઉષાએ રૂપિયા ત્યાં જ રહેવા દીધા. અને પળ વાર વિચારે પડી. રાત્રે તો એ બાબતમાં કાંઈ ઉહાપોહ થઈ નહિ પણ બીજે દિવસે સવારે ઊઠી ચા પીવાને વખતે જ એ રૂપિયા રમાકાન્તની નજરે પડયા. ઉષાએ બધી વાતની રમાકાન્તને જાણ કરી. રમાકાન્ત ગુસ્સે થયો.

"પણ એ બેવકૂફના સરદારને તેં એટલું પણ શા માટે કહ્યું? એને અહીં આવવા જ શા માટે દીધો?"

"પણ એમાં ગુસ્સો શા માટે કરવો પડે! હું કયાં તમને કહું છું કે રામદત્તને છોડી દેજો? તમારે જોઇએ તો એને ફાંસીને માંચડે ચઢાવજો."

"ફાંસીને માંચડે તો શું પણ મારું ચાલે તો એની ખાલે ઉતરાવું, મારી રાધિકાની લાજ લૂંટવા પ્રયાસ કર્યો! મારી માતા જેવી સુધાની આબરૂ ઉપર હલ્લો કર્યો અને હું એ સાંખી શકું?"

"તે તમને ફાવે એમ કરજો ને?"

"પણ આ વાત કાંઇ છૂપી રહે? મારી પ્રામાણિકતા, મારી આબરૂનો અને મારી આજીવિકાનો એ તો પ્રશ્ન. એનું કાંઈ ન વળે તો એ બધેય મને વગોવશે."

ઉષાએ રૂપિયાની નોટો એની નજર આગળથી લઇ લીધી.

"એ એને પાછી મોકલી આપ......"

"વારુ, મોકલી દઇશ."

સમય થતાં રમાકાન્ત ઓફીસમાં ગયો. રામદત્તના ચકચાર-ભર્યા કેસની આજે સુનાવણી હતી. લોકોમાં રામદત્તના એ કામથી સનસનાટી ફેલાઈ હતી. આજે રામદત્તનો એ કેસ રમાકાન્તની અદાલતમાં ચાલવાનો હતો. સમય થતાં કોર્ટના મકાનમાં થાળીમાર લોકોની ઠઠ જામી હતી. રામદત્ત તોહમતદારના પીંજરામાં હતો. સુધા અને રાધિકા સરકારના સાહેદ તરીકે હાજર થયાં હતાં. દિનેશ પણ સાક્ષી હતો. વિશ્વામિત્ર શેઠે રામદત્તના બચાવ માટે પ્રતિષ્ઠિત વકીલ નીમ્યો હતો. સરકારી વકીલ કેસ ચલાવવાને તૈયાર હતા. કોર્ટનો સમય થતાં બધાયની આંખ મેજીસ્ટ્રેટની ખુરશી ઉપર ઠરી. ક્યારે આવશે, ક્યારે કેસ ચાલશે એવી આતુરતા બધાયના મોં પર જણાતી હતી. રમાકાન્તની બેઠક એક ઊંચા માચડા પર હતી. એ માંચડા નીચે જ એક ખુરશી ગોઠવી હતી. ઉષા ત્યાં આવીને બેઠી. થોડી વારે રમાકાન્ત પણ આવ્યો. શિરસ્તેદારે પરચુરણ સહીના કામ પાછળ રામદત્તનો કેસ રજૂ કર્યો.

વિશ્વામિત્રે પોતાની વિદ્યાર્થી અવસ્થામાં તેનું ઘોર અપમાન કર્યું હતું. તે મરતો મરતો સુધા અને દિનેશની દયાથી બચ્યો હતો. તેની રાધિકાને પડાવી જવાની વિશ્વામિત્ર શેઠે અનેકવિધ પેરવી કરી હતી. આખરે પોતાની જ પત્ની રાધિકાની લાજ લેવા સુધીની હદે રામદત્ત પહોંચ્યો હતો. એટલું જ પૂરતું ન હોય એમ વિશ્વામિત્ર શેઠે એની ગેરહાજરીમાં ઉષાને મળ્યા હતા અને લાંચ રૂપે મોટી રકમ એની જ સ્ત્રી મારફત એને આપી હતી. આ બધાંય કારણોએ રમાકાન્ત કઠોર બન્યો હતો. રામદત્ત પર એ કોઇ રીતે દયા દાખવી શકે એવું નો'તું.

સરકારી વકીલે કેસની શરૂઆત કરી અને હકીકત કોર્ટને વિદિત કરી.

"મારી એ હકીકતની પુષ્ટિમાં હું શ્રી દિનેશ, સૌ. સુધા અને સૌ. રાધિકાને સાહેદ તરીકે તપાસવા માગું છું."

રાધિકાનું નામ સાંભળતાં જ રમાકાન્તે સાહેદો તરફ જોયું. પ્રેક્ષકોના ટોળાંથી અલગ રાખેલી પણ પ્રેક્ષકોમાં જ ભળી જતી બેઠક ઉપર એ ત્રણે સાથે જ બેઠાં હતાં. રમાકાન્તની નજર તે તરફ ગઈ. દિનેશ અને સુધાને જોઈ રમાકાન્ત જરા શરમાયો. પોતાની રાધિકા તરફની બેદરકારી તેણે જાણી. રાધિકા તરફ એણે જોયું. રાધિકાની આંખો એની આંખો સાથે મળી અને તુરત જ બન્નેની આંખો ઢળી. બન્નેએ જમીન તરફ જોયું. એ આંખોએ વાત કરી. એકબીજાં સમજ્યાં. રાધિકાના મોં પર વિષાદ હતો. રમાકાન્તને આઘાત લાગ્યો. રમાકાન્ત ક્ષણભર થોભ્યો. પાણી પી સ્વસ્થ થઈ કેસની શરૂઆત કરી.

શરૂઆતમાં જ સરકારી વકીલે સુધાની જુબાની લીધી. સુધાએ સવિસ્તર વર્ણન કર્યું. સામા પક્ષના વકીલે તપાસમાં સુધાને જૂઠી પાડવાના ઘણા પ્રયાસો કર્યા પણ સત્ય વસ્તુ સત્ય સ્વરૂપમાં જ રજૂ કરવાની હોય તો તેનુ સ્વરૂપ ભાગ્યે જ બદલી શકાય છે. એની એ મહેનત નિષ્ફળ ગઈ.

દિનેશે પણ યથાસ્થિત વર્ણન કર્યું અને તેની ઊલટ-તપાસમાંથી સામાના વકીલને કાંઈ મળી શક્યું નહિ.

છેવટે રાધિકાને સાહેદના પીંજરામાં બોલાવવામાં આવી. ધ્રૂજતી ધ્રૂજતી ધડકતે હૈયે રાધિકા સાહેદના પાંજરામાં આવી. કોર્ટના શિરસ્તેદારે તેને સોગન ખવરાવ્યા.

"બોલો, પરમેશ્વરને હાજર જાણી જે કહીશ તે સાચું જ કહીશ. જૂઠું બોલું તો પરમેશ્વર પૂછે."

"હું જુઠી પ્રતિજ્ઞા લેતી જ નથી. પરમેશ્વર હાજર છે એમ કેમ જાણું?"

"એ તો સમાજ છે. સમાજ મુજબ પ્રતિજ્ઞા લેવી જ પડે."

"એમાં સમાજમાં હું નથી માનતી. હું માનું છું પરમેશ્વર હાજર નથી. હું જૂઠું બોલીશ તો પરમેશ્વર મને પુછવાનો નથી."

"પ્રતિજ્ઞા વિના તમારી જુબાની નકામી પડશે."

"શા માટે? હું સત્ય પ્રતિજ્ઞા પર કહીશ? બિચારા પરમેશ્વરને તમારા વહેવારમાં શા માટે સામેલ કરો છો?"

"તમે અદાલતમાં બોલો છો, ઘરમાં નહીં!"

"હું જાણું છું હું અદાલતમાં જ બોલું છું."

"તો પ્રતિજ્ઞા........."

"હું પરમેશ્વરની પ્રતિજ્ઞા નહીં લઉં......"

રમાકાન્તે રાધિકાની જીદમાં રહેલી દલીલ સમજી શિરસ્તેદારને કહ્યું: "રહેવા દો, સત્ય પ્રતિજ્ઞા હશે તો ચાલશે?"

"હા, હું સત્ય પ્રતિજ્ઞા પર જ કહીશ."

અને રાધિકાએ પોતાની જુબાની આપવા માંડી. જુબાની આપતાં આપતાં રાધિકાએ કહ્યું;

"નિરાધાર સ્ત્રી માફક હું ધ્રૂજતી હતી મને......"

"તમને મદદ કરનાર કોઇ ન્હોતું?" રમાકાન્તે પ્રશ્ન કર્યો.

" મદદ કરનાર ! ત્યજાયેલીને મદદ કરનાર...... "

અને રાધિકાની આંખે અંધારાં આવ્યાં, રાધિકા બેભાન થઈ કોર્ટમાં સાહેબના પાંજરામાં પડી ગઈ. એને માથામાં ઇજા થઈ અને લોહી નીકળ્યું.

તુરત જ દિનેશ દોડી ગયો. રમાકાન્ત પણ સ્થાન છોડી ત્યાં આવ્યો. કોર્ટમાં ખળભળાટ મચી રહ્યો. દિનેશ અને સુધા રાધિકાને દવાખાને લઈ ગયાં.

જરા શાંતિ ફેલાતાં સરકારી વકીલે પોતાનો કેસ બંધ કર્યો. તોહમતદારની જુબાની થઈ. કાયદાને રૂએ રમાકાન્તે તોહમત ઘડી કાઢ્યું અને બધાના આશ્ચર્ય વચ્ચે રામદત્તે ગુન્હાની કબૂલાત આપી. હવે માત્ર ફેંસલો આપવાનું જ બાકી રહ્યું. તોહમતદારના વકીલોએ દયા માટે માગણી કરી અને તોહમતદારની જુવાન ઉમ્મર, તેના પિતાની આબરૂ વગેરે કારણો બતાવ્યાં.

" તોહમતદાર તો આબરૂદાર છે જ પણ તેના પિતા તેથીએ વધારે આબરૂદાર છે. હિંમતવાન પણ છે. કેમ વિશ્વામિત્ર શેઠ તમે એમ માન્યું હશે કે ન્યાય નાણાંથી ખરીદી શકાય છે ? તમે એમ માન્યું હશે કે કોઇ પણ માણસ શ્રીમંતોના દાબમાં દબાઈ જાય છે ? ખરું ને ? "

વિશ્વામિત્ર શેઠ દબાઇ ગયા. તેમનાથી ઊંચું જોવાતું નહોતું.

" કેમ બોલતા નથી ? બોલો ને ? મને રામદત્ત તરફ ઘણી દયા છે. પણ તમારા એ કાર્યથી હું કઠોર બની જાઉં છું. ગુન્હો સાબીત થયો છે અને ન્યાયના ધોરણે હું સખત મજૂરી સાથે કેદની સજા કરી શકું છું, પણ એની જુવાન વય જોતાં અને જેલના

ઝેરી વાતાવરણમાં એને રાખી વધુ ખરાબ કરવાની મને ઈચ્છા નથી એટલે રામદત્તને રૂા. ૫૦૦૦ દંડ કરી છોડી મૂકું છું. એ રકમમાંથી સુધાને થયેલા અપમાન બદલ રૂા. ૨૦૦૦, અને રાધિકાને થયેલા અપમાન બદલ રૂા. ૨૦૦૦, અપાવું છું. બાકીની રકમ સરકારી તિજોરીમાં જમા થશે."

રમાકાન્ત ઊઠી ગયો. કોરટ ખાલી થઈ પણ રમાકાન્તના શબ્દો ઘણાકના કાનમાં ભણકારારૂપે રહી ગયા. કેટલાકને એમ પણ વિચાર થયો કે રમાકાન્તે લાંચ લીધી હશે પણ આમ સાધુપણું બતાવતો હશે. જેલમાં જવા જેવો કેસ અને આમ દંડ કરી છોડી દેવાય ? આવી અનેક જાતની ટીકા થતી હતી.

રમાકાન્ત ઉષા સાથે રાધિકાની ભાળ કાઢવા નીકળ્યો. મોટરમાં બેસતાં જ;

"ઉષા રાધિકાને જોઈ આવીશું ?" રમાકાન્તે કહ્યું.

"કેમ ? હજી એ ભૂલાઇ નથી ?"

"પણ તેથી શું બગડયું ?"

"ના, એ નહીં બને, એ ક્યાં તમને સંભારે છે ? તમારી હાજરીમાં કેવા જવાબો આપતી હતી ? તમારી એને જરાએ પરવા હતી ?"

"તોએ ઉષા, રાધિકાનું હૃદય તેં નથી ઓળખ્યું; એના ઉપકાર હું કેમે ભૂલી શકું એમ નથી."

"તો ઉપકાર બદલ બે હજાર તો એને અપાવ્યા, હવે શું છે?"

"પણ એને જોઈ તુરત પાછા વળીશું. તું પણ સાથે જ ચાલ."

"આવે મારી બલારાત. એને સો વાર ગરજ હોય તો એ આવે મારી પાસે."

"એ આવી તો તેં રાખી નહીં."

"રાખે ? મારી શોકય. મારા સંસારમાં આડખીલી થવા એને હું રાખું એમ ? એ નહીં જ બને. જાવને તમને બહુ લાગતું હોય તો."

આમ ઉષા અને રમાકાન્ત વચ્ચે ઝગડો થયો. પરિણામે ઉષા જીતી. રમાકાન્ત હાર્યો અને રાધિકાને જોવા એ જઈ ન શકયો.

દિનેશ અને સુધા એને દવાખાને લઈ ગયાં. એના માથાના ઘામાંથી રક્તની ધારા વહી જતી હતી. ડૉકટર દીવાકર માયાળુ સ્વભાવનો હતો, એણે સંભાળથી રાધિકાનો ઘા ધોઈ, સાફ કરી, દવાદારૂ કરી પાટો બાંધ્યો. રાધિકા શુદ્ધિમાં આવીને ફાટેલી આંખે એણે ચારે-કોર જોયું. સુધાને પાસે બેઠેલી જોઈ......

"સુધા હું કયાં છું ?"

"દવાખાને. હવે બધું પતી ગયું છે, આપણે ઘેર જ જઈએ છીએ."

"જલ્દી ચાલ. પિતાજી ફિકર કરતા હશે."

અને ડૉકટર દીવાકરની રજા લઈ દિનેશ અને સુધા રાધિકાને લઈ ગયાં.

"ડૉકટર, કાલથી મધુસુદન શેઠને ત્યાં રાધિકાને તપાસવા આવજો. આપની ફી આપીશું." દિનેશે કહ્યું

ડૉકટરે હસતાં હસતાં ડોકું ધુણાવ્યું અને દિનેશે મૂઠી વાળી ડૉકટરના હાથમાં ફી મૂકી.

રાધિકાના માથાનો ઘા તો ડૉકટર દીવાકરની તનતોડ મહેનતને પરિણામે એકાદ મહિનામાં રૂઝાયો પણ એ જ ઘાની સાથે રાધિકાના હૃદય પર બીજો એક કારી જખમ થયો હતો. ન તો કોઇ એ જખમ જોઈ શકતું કે ન તો એ જખમની કોઈ દવા કરી શકતું. એ જખમ દિનપ્રતિદિન વધારે અને વધારે ભયંકર થતો ગયો. રાધિકાનું હૃદય એ જખમ રોજ રોજ કોરતો ગયો અને આજે રાધિકાની સ્થિતિ પથારીવશ હતી. રાધિકાની એ ગુપ્ત માનસિક બીમારીની દવા તો માત્ર રમાકાન્ત હતો પણ રમાકાન્ત કેમ આવે ? પરવશ રમાકાન્તની દુર્દશા થઈ હતી.

રાધિકાને બેભાન અવસ્થામાં અદાલતમાં જોઈ, તેને જોવા જવાનું મન થયું પણ ઉષાને લીધે તે જઇ શકયો નહીં. રાધિકાને માથે ઘા પડેલો એણે જોયો. એના અંતર પર પણ એ જ જખમની અસર થઈ. આમ એક જ દિને, એક જ ક્ષણે બન્ને હૃદયો પર થયેલા જખમના પરિણામે રાધિકા તો મરણ પથારીએ પડી. માથાનો ઘા રૂઝાયો તોયે રાધિકા ખાટલેથી ઊઠી શકી નહીં. એ એની આખરી બીમારી હતી.

રમાકાન્ત ઉષાની ઉચ્છૃંખલતાથી હવે તોબા પોકારતો હતો. વિશ્વામિત્ર શેઠના રૂપિયા બાબત ચૌટે અને ચોકે વાત થતી હતી. રમાકાન્ત નિર્દોષ હોવા છતાં એને માથે દોષારોપણ થતું હતું. રામદત્ત ઉપર બતાવેલી દયાની દુનિયાએ જુદી જ કિંમત આંકી હતી અને એ વાત એના ઉપરી અધિકારીઓને કાને પણ પહોંચી. એક યા બીજી રીતે રામદત્તને થયેલી સજાનું વૈર લેવાને પ્રેરાયલા વિશ્વામિત્ર

શેઠે એ વાત એના ઉપરી અધિકારીઓને કાને પહોંચાડી અને તેમણે ખાનગી તપાસ કરી ખાતરી કરી.

પડેલા પુરાવા ઉપરથી એટલું તો સાબીત થતું હતું કે નાણાં ઉષાએ લીધાં હતાં. રમાકાન્તની ગેરહાજરીમાં લીધાં હતાં અને રમાકાન્ત નારાજ થયા હતા. પણ ગમે તેમ હોવા છતાં એ રૂપિયાનો ઉપયોગ રમાકાન્તના મકાનમાં જ થયો હતો અને તે ઉષાએ કર્યો કે રમાકાન્તે એ બહુ મહત્વની વાત નહોતી.

એકાએક રમાકાન્તને નોકરીમાંથી રજા મળી. રમાકાન્ત નિરાશ થયો. ઉષાની ઉચ્છૃંખલતાનું એ પરિણામ હતું એમ તેને લાગ્યું. હવે જ તેને રાધિકાના હૃદયની પ્રતીતિ થઈ. ઉષા સાથેનાં લગ્ન એને સાલવા લાગ્યાં અને પરિણામે ઉષા તરફની એની બેદરકારી વધતી ગઈ. ઉષા આ ફેરફાર કળી ગઇ અને તેને પણ હવે રમાકાન્ત સાથે સારો સંબંધ રહે એ સંભવિત લાગ્યું નહીં. હવે પતિપત્ની વચ્ચે અવારનવાર નજીવા પ્રસંગોમાં ઝગડો થતો અને દિવસો સુધી અબોલા રહેતા. ઉષા જેવી મોજીલી પ્રકૃતિની સ્ત્રીને એ લાંબો વખત પોષાય એમ નહોતું, એકવાર એવો જ કોઇ ઝગડો થયો.

"તમને ન પોષાય તો છૂટાછેડા લઈ લો." ઉષાએ ક્રોધના આવેશમાં જ કહ્યું.

રમાકાન્તનું પુરુષ હૃદય આ અપમાન સાંખી ન શક્યું.

"એ જ કરવું પડશે, તારી સાથે સંસાર શાંતિથી ચલાવાય એમ મને લાગતું નથી."

"તો આજે જ......"

અને ઉષા અને રમાકાન્ત છૂટાં પડયાં.

રમાકાન્ત હવે એકલો જ રહેતો. ઉષા એનો આશ્રય છોડી ગઈ એથી રમાકાન્ત નારાજ નહોતો થયો. હવે એને સમજાયું કે રાધિકા જેવી સ્નેહાળ પત્નીને લાત મારવામાં એણે ભયંકર ભૂલ કરી હતી. રાધિકા જેવું રત્ન એણે હાથે કરી ગુમાવી ઉષા જેવો પથ્થર પોતાને કોટે બાંધ્યો હતો.

પણ એનો પગ ભારે થઈ ગયો હતો. એ રાધિકાને મળવાની હિંમતે કરી શકતો નહીં કે મધુસુદન શેઠને પોતાનું મોં બતાવવાની એનામાં તાકાત નહતી. સુધા અને દિનેશને મળવાનું અને પોતાની ભૂલની માફી માગવાનું એને મન થતું પણ એ કરવાને પણ એનો આત્મા આનાકાની કરતો.

એકાએક દિનેશ એને ત્યાં આવ્યો. એ ખુરશી પર પડયો પડયો કાંઈ વાંચતો હતો.

"રમાકાન્ત......રમાકાન્ત......"

બહારથી અવાજ આવ્યો. રમાકાન્તે બારણું ઉઘાડયું, દિનેશને જોયો એને અનેક વિચાર આવ્યા. શું દિનેશ એને ઠપકો આપશે, લડશે કે શું કહેશે તેની જ એ કલ્પના કરતો હતો.

"રમાકાન્ત તને રાધિકા સાંભરે છે ખરી?" દિનેશે ખુરશી પર બેસતાં કહ્યું. રમાકાન્ત અબોલ રહ્યો.

"કેમ બોલતો નથી? એક પ્રેમાળ છોકરીનું જીવન બરબાદ કરવામાં તને શો આનંદ આવે છે?"

તોએ રમાકાન્ત મૂંગો રહ્યો.

"કેટલો કઠોર હૃદયનો છે. રમાકાન્ત, તને આવો નહોતો ધાર્યો. એ બિચારી મૃત્યુ શય્યા પર પડી પડી પણ......"

"શું કહ્યું ?"

રમાકાન્ત ચમકયો, રાધિકા મૃત્યુ શય્યા પર હોવાના સમાચાર સાંભળી એ ધ્રૂજી ઊઠયો.

"શું કહ્યું ? દિનેશ, રાધિકા મૃત્યુ શય્યા પર......"

એનાથી વધારે બોલાયું નહીં એની આંખમાં પાણી ભરાયાં. દિનેશે એને આશ્વાસન દીધું. મુશ્કેલીથી ખાળી રાખેલું રૂદન બહાર આવ્યું. એના રોતા અંતરે માર્ગ માગી લીધો. એ મોકળે મને રોયો. ખૂબ રોયો.

ખાલી થયેલ હૃદય હવે કાંઈક સ્વસ્થ થયું. દિનેશ સામું દીનવદને એ જોઈ રહ્યો.

"રમાકાન્ત એને આશ્વાસન દેવા તો ચાલ, એનું જીવન તો બગાડયું પણ મરણ તો સુધાર......"

"દિનેશ, રાધિકાનું મરણ હું સુધારું ? ના, ના. મને જોઇ એનું મરણ પણ બગડશે. એ સુખે મરતી હશે તો ય નહિ મરે. મારું કાળું મોં અંતકાળે એને બતાવી એનું મૃત્યુ શાને બગાડું ?"

"કેટલો હૃદયહીન ? એ બિચારી રાતદિવસ તારા નામની માળા જપે છે. તારી ઝંખના કરે છે. એના રક્તવિહોણા હાડ-પિંજર જેવા દેહમાં એનો આત્મા પણ તને જોવા જ ટકી રહ્યો છે."

"દિનેશ, ભાઈ......મને એ ક્ષમા આપશે ? મારા અપરાધ એ ભૂલી જશે ?"

"રમાકાન્ત ગાંડો ન થા. જે થયું તે થયું. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણાય, તું મારી સાથે ચાલ. રાધિકાના આત્માને શાંતિ આપ. તારા દર્શન માત્રથી પણ એનું અડધું દુઃખ દૂર થશે."

"હું ત્યાં આવું?"

"કેમ કાંઇ શંકા છે?"

"શું મોઢું બતાવવા, રાધિકાનો હું ખૂની, રાધિકાના પ્રાણ મેં લીધા. હવે હું ત્યાં શું મોઢું બતાવું. એ વ્હાલસોયાં માતાપિતાની કકળતી આંતરડી હવે હું કેમ ઠારી શકું......?"

"ગાંડાં ન કાઢ, રમાકાન્ત, બધુંય ભૂલી જા, માત્ર રાધિકાની આખર ઘડી, ગણાય છે એટલો જ ખ્યાલ રાખ. એ તને જોશે એટલે એનો પ્રાણ સદ્દગતી પામશે."

"શું બચે એમ નથી?"

"ક્યાંથી બચે? તારા જેવા ઘાતકીને પાલવે પડી એ કેમ બચે?"

"હું ઘાતકી જ...દિનેશ ખરેખર ઘાતકી. રાધિકાને રિબાવી રિબાવી મારી નાખનાર ખૂની–રમાકાન્ત જીવે છે શા સારું? એક નિર્દોષ, પ્રેમાળ પ્રિયતમા ઝૂરીઝૂરી મરે છે ત્યારે તું જીવે છે શા સારું? પથ્થર બની પડયો હોત તો કોક કપડાં ધોઇને એ આશીર્વાદ દેત."

"હવે એ રહેવા દે......કપડાં પહેરી લે. મરતીનું મોં તો જોવાશે. ચાલ."

રાધિકાના અંતકાળની આખરી ઘડીઓ ગણાતી હતી. મધુસુદન અને માલતી એ મૃત્યુ શય્યા સામે બેસી મૂંગાં મૂંગાં આંસુ સારતાં

હતાં. સુધા એ સુકાયેલા હાડપિંજર જેવા રાધિકાના શરીરને સુંવાળો હાથ ફેરવતી હતી. રાધિકાની આંખો ઘડીકમાં મીંચાતી અને ઘડીકમાં ઊઘડતી. એની આંખો કોકને જોવાને તલસી રહી હતી એમ જોનારને સ્વાભાવિક ભાન થતું. ઘડીક એ આંસુ સારતી માતાપિતા તરફ, ઘડીક એ સ્નેહથી હાથ ફેરવતી સુધા તરફ તો બીજી ક્ષણે જ બારણા તરફ નજર કરતી.

"મા, શા માટે રડવું પડે? શરીરનો સંબંધ તો તૂટવાનો જ, આત્માનો સંબંધ કાંઈ થોડો જ તૂટશે?" રાધિકાએ રોતી માતાને સંબોધી.

માલતીનું વાત્સલ્ય ઊભરાયું, એનાથી એ શબ્દો સહી ન શકાયા. એણે મુક્ત કંઠે રોઈ દીધું. એનું રૂદન મધુસુદનને પણ ચલિત કરી શકયું. એની છાતીમાં ભરાયલો ડૂમો એણે છોડી દીધો અને એ માતાપિતાના રૂદનનો આર્ત સ્વર સુધાના સ્ત્રી હૃદયને કેમ શાંત રાખી શકે? એની આંખમાંથી અશ્રુધારા વહી ચાલી. રાધિકા એ બધુંય જોતી અને રોનારાના એ આંસુ તરફ એને હસવું આવ્યું.

"તમે બધાંય રડો છો શા માટે? શું જન્મે છે તે જીવતાં જ રહે છે? કોણ અમરપટો લખાવી લાવ્યું છે? તમે બધાં આમ શાને કરો છો?"

રાધિકાએ રોનારાંને આશ્વાસન દીધું. સુધાએ રાધિકાને માથે હાથ ફેરવવો ચાલુ જ રાખ્યો. રાધિકા અને સુધાનો સહવાસ હવે એટલો બધો વધ્યો હતો કે માજણી બહેન કરતાંએ એમનો પરસ્પર પ્રેમ અધિક હતો. રાધિકાએ સુધા તરફ નજર માંડી.

"સુધા તારા આશીર્વાદ અફળ ગયા. તારી આશા અધૂરી રહી. સુધા, એ અફળ અધૂરા આશીર્વાદ ફળત......"

રાધિકા, સુધાના અંતરના એ ઉદ્ગારો નિરર્થક નહિ જાય તું તો કાલે સારી થઇ જશે. હસતે મોંએ સુધાનું આશ્વાસન રાધિકાએ ઝીલ્યું.

" સુધા, હું બાળક નથી. એ આશ્વાસન હવે શા કામનાં? પાણી ભરાઈ ગયું છે. જીવું છું માત્ર એના દર્શનની આશાએ. એ આશા ફળે એટલે જીવવું સફળ. "

" સુધા પણ એ નહીં આવે? આજે નહીં આવે તો......"

" આવશે, રાધિકા, દિનેશ એને બોલાવવા ગયા છે. હમણાં જ આવશે. "

" કયારે આવશે? "

અને તે જ વખતે બારણામાં દિનેશ પ્રવેશ કરતો જણાયો. રાધિકાની નજર બારણા તરફ જ હતી. એણે દિનેશને જોયો અને આતુર આંખે પૂછ્યું.

" એ નહીં આવ્યા? "

" આવ્યા છે. રાધિકા...... "

" કયાં છે? "

અને એમ પ્રશ્ન પૂછતી, રમાકાન્તને શોધતી એની આતુર આંખો દિનેશની પાછળ ઊભેલા રમાકાન્તને જોવા તલસી. રમાકાન્ત દિનેશના ઓથામાં ઊભો હતો. એણે રાધિકાને અન્યાય કર્યો હતો. રાધિકાનો પ્રેમ એણે તરછોડયો હતો. રાધિકાની લાગણી એણે દુભાવી હતી. એનું અસહ્ય અપમાન કર્યું હતું. એક પ્રેમભીનું હૈયું એણે કચરી નાખ્યું હતું. પવિત્ર પ્રેમની એણે કિંમત નો'તી કરી. ઉષાના

અછકલા હાવભાવમાં ઘેલા બનેલા એણે રાધિકાના ઉન્નત ભાવો, પવિત્ર પ્રેમ, અને દિવ્ય આદર્શની દરકાર નો'તી કરી. એણે રાધિકાનું ખૂન કર્યું હતું. રાધિકાને રિબાવી રિબાવીને મારવાનો નૈતિક આક્ષેપ એને શિર હતો. આ બધું એ મૃત્યુશય્યા પર પડેલી રાધિકાને દૂરથી જોતાં જ એના અંતરપટપર આલેખાઇ ગયું. એ આકુળો બન્યો. એના મોં પર ગુન્હાના ભાવો તરી આવ્યા. નિર્દોષના નાશનો એને આઘાત લાગ્યો. એ ઉંબર બહાર ઊભો હતો. એ ઉંબર ઓળંગતાં એનો પગ થડકયો. એનો આત્મા રાધિકાના પવિત્ર દેહને સ્પર્શ કરવાની આનાકાની કરતો હતો, રાધિકા પવિત્ર હતી, દેવી હતી. રમાકાન્ત અપવિત્ર અસુર હતો, એને એનાં કરેલાં બધાંય કૃત્યો એની નજર આગળ તરવરતાં જણાયાં.

"રમાકાન્ત અંદર આવ." દિનેશે કહ્યું.

અને રમાકાન્ત જાણે ઊંઘમાંથી જાગ્રત થયો હોય એમ જાગ્યો. એણે પગલું ભર્યું પણ ભરતાં એ થંભ્યો. દિનેશે એનો હાથ ખેંચ્યો અને એ દિનેશની પાછળ ખેંચાયો. દિનેશ એને રધિકાના પલંગ આગળ લઇ ગયો.

"આવ્યા ? નાથ ?"

રાધિકાએ રમાકાન્તને જોઇ હસતે મોંએ આવકાર દીધો. રમાકાન્ત નીચેથી ઊંચુ જોઈ શકતો નો'તો. ધીમે ધીમે એક એક કરતાં, દિનેશ, સુધા, મધુસુદન અને માલતી એ ખંડમાંથી ચાલ્યાં ગયાં. રાધિકા અને રમાકાન્ત એકલાં પડયાં. રમાકાન્ત નીચું જોઈ પલંગ આગળ ઊભો હતો.

રાધિકાના મોં પર આનંદની છાયા છવાઈ રહી. એનું લોહી વિનાનું ફિકકું વદન પણ અનેરા તેજે ઝળહળી રહ્યું. એનામાં બોલ-

વાનું એકાએક જોમ આવ્યું. એણે એનો નિર્બળ ધ્રૂજતો રક્ત-વિહોણો સફેદ હાથ લાંબો કર્યો. રમાકાન્તનો હાથ એ અશક્ત હાથે પકડી જાણે પોતા તરફ એ ખેંચતી હતી.

" રમાકાન્ત, વ્હાલા......"

અને એ હાથને ઇશારે રમાકન્ત ઘસડાયો. નીચું નિહાળી આંસુ સારતો રમાકાન્ત રાધિકાના માથા આગળ બેઠો. રાધિકાએ એની સામું જોયું. રમાકાન્તથી પણ એની સામું જોવાઈ ગયું. ચાર આંખો ભેગી થઈ. એ આંખો પ્રિયને અંતિમ ક્ષણે મળવાનો અનેરો આનંદ ભોગવતી, એ આંખો કરેલા અન્યાયના અપરાધની ક્ષમા યાચતી. રમાકાન્તે પોતાનો હાથ રાધિકાના કપાળ પર મૂક્યો.

" હવે હું આનંદના અનંત સાગરમાં તરી રહી છું......નાથ તમારો એ હાથ...... "

રાધિકાના મોં પર હાસ્ય ફરક્યું. એ અનિમેષ નેત્રે રમાકાન્ત સામું જ મીટ માંડી રહી.

" રાધિકા, હું પાપી......મને ક્ષમા......"

રમાકાન્ત વધુ બોલી ન શક્યો. એનો કંઠ રૂંધાયો. ગદ્‌ગદ્ કંઠે અવાજ બંધ થયો. અંતરની વેદના વ્યક્ત કરવા અશ્રુ એની વ્હારે ધાયાં. એની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહી જતા હતા.

" રમાકાન્ત......પ્રાણ......મારા જીવનની એ ધન્ય ઘડી. નાથ, અંતિમ પળે પણ તમારે ખોળે માથું મૂકી હું મરું એ સુખ ......સ્વર્ગમાં સુખ સાગરમાં જીવન વિતાવતી સુંદરીને એ ન મળે. નાથ......વહાલા......મારો જન્મ સફળ થયો. મને એ મૃત્યુ પણ મીઠું અને ધન્ય લાગે છે. "

અને અમિત રાધિકાએ આંખો મીંચી. એના જીવનનો બુઝાતો દીપક રમાકાન્તને જોઈ સતેજ બન્યો. એ ઝાંખા પ્રકાશતા જીવન દીપકે એકદમ પ્રકાશ પાડયો. અંતરની આશા પૂરી થતાં જેમ શાંતિ થાય તેમ રાધિકાને રમાકાન્તના દર્શનની આશા પૂરી થતાં એનો જીવન દીપક બુઝાવા લાગ્યો, રાધિકાના મોંમાંથી અસ્પષ્ટ ઉદ્દ્ગારો નીકળ્યા.......

" રમાકાન્ત......નાથ જાઉં છું, મૃત્યુની અમર શાંતિ મેળવી જાઉં છું...મળીશું...આવતે જન્મે...નાથ...ર...મા...કા...ન્ત..."

અને રમાકાન્તનું જપ જપતી રાધિકાનો આત્મદીપક બુઝાયો. અવશેષ રહેલો છેલ્લો શ્વાસ લઇ એ પરમ આત્મા પ્રાણ પિંજરમાંથી ઊડી ગયો.

રમાકાન્તે આ જોયું. અને એ છાતીફાટ અવાજે રડવા લાગ્યો. બધાંય દોડી આવ્યાં. દિનેશ, સુધા રમાકાન્તને દૂર લઇ ગયાં. મૃત શરીરને ભેટવા, તેને આખરી ચુંબન દેવા રમાકાન્ત દોડયો. દિનેશે જવા દીધો. એ રાધિકાના મૃત શરીરને ભેટયો એની છાતી પર માથું મૂકી અફાટ રોયો. એના આત્માવિહોણા દેહને કપાળે એણે આખરી ચુંબન દીધું, એ રોતો રહી ગયો.

મધુસુદન અને માલતી તો અવાક્ બન્યાં. ન તો એ રોઈ શકતાં કે ન તો એ બોલી શકતાં. એ માત્ર ફાટી આંખે રાધિકાના પલંગ પર પડેલા પ્રાણ વિનાના હાડપિંજરને એકીટશે જોઈ રહ્યાં. સુધાએ આ જોયું. ગ્લાનીનો આતિરેક થતાં આમ જ થાય. એમને રાધિકા એક જ પુત્રી હતી. પુત્ર પેઠે એનું લાલનપાલન કરાવ્યું હતું. તેનો આવો અકાળે અંત આવે એ પ્રસંગ વાત્સલ્યભીના માતા-પિતાના અંતરને વજ્રથીએ વસમો આઘાત કરી રહ્યો હતો.

એકાએક મધુસુદન અવાક્ બન્યો. માલતીની પણ એ જ દશા થઈ. દિનેશ અને સુધા ગભરાયાં. રમાકાન્ત તો જડવત્ રાધિકાના દેહને નિહાળતો ઊભો હતો. દિનેશે જોયું કે મધુસુદન અને માલતીના પ્રાણ પણ એનું શરીર છોડી ચાલ્યા ગયા હતા. એક સાથે એક સુખી કુટુંબનો આમ અંત આવ્યો. મધુસુદનનું અઢળક ધન વાપરવા કોઈ ન રહ્યું.

પાપી કે પુણ્યાત્મા, બાળક, યુવાન કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ, કાળ કોને માટે થંભે છે? અને જન્મ્યું એ તો જવાને જ સરજાયલું. જન્મતાં પહેલાં જ મૃત્યુ નિર્માણ થયેલું. દિનેશે હિંમત કરી રમાકાન્તને સમજાવ્યો અને ત્રણે શરીરોની એકસાથે જ અગ્નિદાહની ક્રિયા કરી.

સ્મશાન ભૂમિ પર ત્રણ ત્રણ ચિતાઓ એકસામટી ભડભડ બળતી હતી. અગ્નિ ક્યાં શરીરની કોમળતા કે કઠોરતા જુએ છે! જે એની ઝડપમાં આવ્યું એની ખાખ કરવી એ તો એનો સ્વભાવ જ. રમાકાન્ત બળતી ચિતામાંથી નીકળતી અગ્નિશાખા જોતો એ અગ્નિશાખામાં રાધિકાની આકાશ તરફ ઊડી જતી આકૃતિ જોતો, એ આકૃતિ ઊંચી ઊંચી ઊડતી અને અદૃશ્ય થતી. એમ એક જ રાધિકાની અનેક આકૃતિઓ એણે એ અગ્નિશાખામાંથી આકાશમાં ઊડી જતી જોઇ......

ડાઘુઓ ઘેર આવ્યા. સ્મશાન જેવા શૂન્ય મકાનમાં રમાકાન્ત કેમ કરી રહી શકે! જે મકાનમાં અનેક નોકરચાકરો, આનંદવિલાસ હતાં અને શોકની છાયા સરખીએ નજરે નો'તી આવતી તે મકાન આજે આમ શૂન્ય જણાતું. નોકર ચાકરો પણ શેઠના આમ અચાનક અવસાને શોક કરતા રહ્યા. રમાકાન્તને તે દિવસે દિનેશ પોતાની સાથે લઇ ગયો.

રાત્રે રમાકાન્ત સૂતો. એને ઊંઘ આવતી ન્હોતી. ન જ આવે. એનો અંતરઆત્મા એમ જ પોકારતો હતો કે ત્રણ આત્માના અકાળ અવસાન માટે એ જ જવાબદાર હતો.

મધ્યરાત્રિ હતી, કાળરાત્રિ હતી. એ અંધકારમાં અસાર સંસારને ત્યાગી જવાનો એણે નિર્ધાર કર્યો. દિનેશ જાગ્યો. રમાકાન્તને ઊભેલો જોયો......

"રમાકાન્ત કયાં જાય છે ?"

"જાઉં છું જ્યાં રાધિકા ગઇ ત્યાં. જાઉં છું જ્યાં મૃત્યુ મને અડી ન શકે ત્યાં. જાઉં છું કરેલાં પાપનું પ્રાયશ્ચિત કરવા."

"ગાંડો તો નથી થયો રમાકાન્ત, આ અઢળક ધન......"

"ધનના એ ભંડાર ભિખારીને વ્હેંચી દે, ધનના એ ઢગલાથી આશ્રમ ઉઘાડ, રાધિકાના ચિરસ્મરણથી સંસાર સચેત કર, સાથે રમાકાન્તનું એ કાળું મોં જગતને જોવા દે."

અને રમાકાન્ત ઉશ્કેરાયેલા ગાંડા જેવો ચાલ્યો ગયો. દિનેશ ઊઠયો. તેની પાછળ દોડયો પણ રમાકાન્ત હાથ ન આવ્યો. એ પણ ગયો. ગયો......

દિનેશે મધુસુદનની મિલ્કત ભેગી કરી અને એ ધનથી, ગરીબ, નિરાશ્રિત, અપંગ, અનાથને માટે આશ્રમ ઉઘાડયા. અને રાધિકાની એક આરસપ્રતિમા એ આશ્રમને આંગણે મૂકી. સુધા અને દિનેશ સેવાભાવે આશ્રમની વ્યવસ્થા કરતાં. દિનેશ પોતાના નિર્વાહ અર્થે નોકરી કરતો અને અવકાશના વખતે જોતો.

## રાધિકા

વખત વહી જતાં કાંઈ થોડી જ વાર લાગે છે. એક દિવસ સંધ્યા સમયે એક સાધુ એ આશ્રમના દ્વારે આવી ઊભો. રાધિકાની આરસ મૂર્તિ એણે નિહાળી. એ મૂર્તિને, એ પ્રેમની પ્રતિમાને બે પુષ્પો ચઢાવ્યાં. એનાં ચરણમાં બે અશ્રુ સાર્યાં. અને ચાલ્યો ગયો. થોડી વારે એને જતો દિનેશે જોયો. એ...

પ્રેમ જીવન સંસારે......

જડ જગ પ્રેમ પ્રકાશે જીવે......

જતાં જતાં ગાતો સંભળાયો......



# કલ્યાણ ગ્રંથાવલિનાં

## પ્રાણવાન પ્રકાશનો



(૧) સંતના સંસ્મરણો કિંમત રૂા. ૧–૪–૦
(૨) સોરઠી સોમનાથ ,, રૂા ૨–૦–૦
(૩) રાધિકા ,, રૂા. ૧–૮–૦
(૪) જીવન ભસ્મ [છપાય છે.]
(૫) એક સુંદર શિષ્ટ નવલીકા સંગ્રહ



નામ આવતાં પ્રકાશનમાં પ્રગટ થશે.

ઉપર પ્રકાશનો મેળવવા રૂા. ૫–૦–૦ નો
મનીઓર્ડર કરી ગ્રાહક થવા લખો.
પોસ્ટેજ માફ

ચંદુલાલ લ. વોરા
: સંચાલક :
કલ્યાણ પ્રકાશન મંદિર
પાનકોર નાકા, રમકડાં માર્કીટ,
અમદાવાદ.

